" ધ્યાન રાખજે, શારીરિક સ્વતંત્રતા જ માન નહિ, પણ બુદ્ધિએ ગુમાવવી પડશે હું જ્યારે આજ્ઞા કરૂં છું ત્યારે કારણ આપવાની દરકાર કરતો નથી અને ઇચ્છા પૂછવા થોભતો નથી. "

" આપનો તે સ્વભાવ મ્હારા જાણવામાં નહોતો, પણ હવે તે જાણું છું અને તેની નોંધ લઉં છું મ્હને તે માન્ય છે "

" એક વાર ફરી વાિચાર કરવું કે તું પોતાની સ્વતંત્રતા વેચે છે "

" હરગીજ નહિ, મહારાજ ! મ્હારી સ્વતંત્રતા જ મ્હને એટલે મ્હારી નબળાઇઓને જ્ઞાનદેવની ધીખતી ધૂણીને હસ્તક સોંપે છે આપે ત્રણ વાર વિચાર કરવા ફરમાવ્યું ત્યારે જ મ્હેં મનન કરી જોયું હતું કે, કયું તત્ત્વ મ્હને આ તાબેદારી અગીકાર કરાવે છે મ્હેં જોયું હતું કે કોઈનું દબાણ કે ડર આમાં કારણ ભૂત નથી. મ્હેં જોયું હતું કે, રૂપ-રંગ કે વાક્ચાતુરીના જાદુથી અંજાઈ પડવાથી થતી આ અર્પણતા નથી મ્હેં જોયું હતું કે, આપની કે બીજા કોઇની હું આથી 'સેવા' બજાવું છું એવા છૂપા અહંકારથી પ્રેરાઈને પણ આ શિષ્યપણું સ્વીકારતું નહોતું "

જ્ઞાનદેવે ભાવસિંહના ચહેરા તરફ જોયું અને ત્હેની આંખોથી ક્ષણભર સંયમ કર્યો બસ, ખેલ ખતમ થયો ના કાંઇ ક્રિયા કરવામાં આવી કે ના ગુરુમંત્ર દેવાયો, ના વન્દનવિધિ થઈ કે ના આશિર્વાદ વિધિ થઈ કે ના કાંઇ વેશપલટો કે નામપલટો થયો

" ભાવસિંહ ! " ગુરુ બોલ્યા " ત્હેં તો નગર બહુ અવલોકનપૂર્વક જોયું છે, હવે મ્હને પણ ત્હારા નગરની રોનક જરા બતાવ. ચાલો હમણા જ ચાલી નીકળીએ ઝભ્ભો અંગ પર નાખી લે. મ્હને તો આ લંગોટ પણ બોજા રૂપ લાગે છે ! "

ગુરુ શિષ્ય શહેરભણી ચાલ્યા

# પ્રકરણ ૨ જું

## બજારમાં

ગુરૂ-શિષ્ય શહેરના બજારોનું નિરીક્ષણ કરતા ચાલ્યા જતા હતા વચ્ચે વચ્ચે કોઇ વૃદ્ધ કે બુદ્ધિશાળી દેખાતા વ્યાપારી પાસે થોભી જઈ ત્હેની પાસેથી માહિતીઓ મેળવતા એક વાચાળ વ્યાપારીને જ્ઞાનદેવે પૂછયુ "સમાજને વીસ વર્ષના અરસામાં કેવી જાતનું જીવન જીવતી બનાવવાના લક્ષ્યથી અહીંના મધ્યગા વ્યાપારોની યોજના ઘડાય છે? '

વ્યાપારીને આશ્ચર્ય થયુ લગોગીઓ બાવો એને આ પ્રશ્નથી એટલો વિચમણુ લાગ્યો કે તે સ્તબ્ધ જ થઈ ગયો 'મહારાજ' આ જાતનો પ્રશ્ન આ દેશમા કોઇને સ્વપ્નમાય સૂઝયો હોય એમ હુ નથી ધારતો પ્રથમ તો વ્યાપારની યોજના કરનાર કોઈ મડળ જ નથી તો પછી સમાજનુ જીવન અમુક પ્રકારનું ઘડવાનું નક્કી કરી ત્હેને અનુસગી વ્યાપાર વિષયક યોજના ઘડાય એ તો આશાએ

શી રાખવી ? અહીં તો વાણિજ્યની તમામ શાખાઓની નીતિ ઘડનાર કોઈ સંસ્થા કે સિદ્ધાંત નથી એટલું જ નહિ પણ એક જ ધંધાના વ્યાપારીઓની પણ વ્યવસ્થા કે ઐક્ય જેવું કાંઈ જ નથી ”

“ગમે તે માણસ ગમે તે વ્યાપાર અને ગમે તેવી રીતે કરી શકે છે ?”

“એમ જ, અને તે ગમે ત્યારે અને ગમે તેવી રીતે છોડી શકે છે અને ગમે તે બીજો વ્યાપાર સ્વીકારવાને સ્વતંત્ર છે ”

“વાહર તમારી સ્વતંત્રતા ! જોઈ શકાય છે કે અહીંના લોકો પુરેપુરા કેદમાં છે, અને તેથી જ સ્વચ્છંદ એમને સ્વતંત્રતા લાગે છે પણ ત્યારે તમારી કહેવાતી સ્વતંત્રતાથી, ભલે સમાજનો ખ્યાલ દૂર રહી જતો હોય પણ, વ્યાપારીનું પોતાનું તો હિત જરૂર થતું હશે ?”

“ઘડીમાં રાજા અને ઘડીમાં ભિક્ષુક, એવું જ હિત ! અમારા વ્યાપારોની સ્થિરતા અને અમારી નિશ્ચિંતતા પ્રતિક્ષણ બીજાઓના જ હાથમાં રહે છે બીજાઓ એટલે પરદેશીઓ, અહીંના બીન જોખમી સટ્ટાબાજો અને કુદરતના અકસ્માતો અમે વ્યાપાર પર કાબૂ ધરાવતા ‘વ્યાપારી’ નથી, અમે તો વ્યાપારના ગુલામ છીએ, અને અમારા રોજરૂપ વ્યાપાર વળી બીજાઓના ગુલામ છે !”

ત્યારે જીવનકલહ બહુ તીવ્ર હશે ?”

“એનું પૂછો જ ના, મહારાજ ! એક તો દેશની આવક કરતા જાવક વધી, એટલે મૂળે જ ખાડો અને તે ખાડો પણ પ્રતિવર્ષ વધતો જનારો ! અને થોડી આવકમાંનો પણ ૭૫ ટકા જેટલો હિસ્સો તો બહારનાઓના હાથમાં જાય, બાકીના ૨૫ ટકા પર આ રાજ્યના વ્યાપારીઓ, મજૂરીઆઓ અને નોકરો તથા તે દરેકના વળી લાંબા પહોળા કુટુંબીઓના નિર્વાહનો આધાર ! ત્યાર પછી હરીફાઈનું પૂછવું જ શું ? પણ હું એને હરીફાઈ

દરીફાઈમાં તો વ્યવસ્થા અને નીતિ હોય છે—આ તો લૂટ અને પરસ્પરના લોહી પીવાની જ ક્રિયા કહી શકાય અમારા વર્ગના મગજ અહોનિશ તડફડાટ અને સકલ્પ વિકલ્પમા ડૂબકીઓ ખાતા જ હોય છે એક અમુક વ્યાપાર કે અમુક હુન્નર વશપરંપરા ચાલ્યા કરે અને તે તે વ્યાપાર—હુનરમા ચાલુ સુધારો અને વિકાસ થતા કરે એવુ કાંઈ અહી છે જ નહિ જ્યહા અમારી આજી વિકા જ સ્થિર નથી ત્યહા વ્યાપારને—સમાજજીવનને અમુક ઘાટ આપનાર સાધન તરીકે યોજવાની વાતે શુ થઈ શકે ? ”

એટલે કે પેટના ખાડાથી ઉપરના સ્થાનો તરફ દૃષ્ટિ કરવાની તમને તક જ નથી એમ જ ને ? '

બરાબર એમ જ અમારા ભણતર, અમારા કાનુન, અમારા ગૃહ અમારા ધર્મ—સર્વ અત્યારે પેટના ખાડા ઉપર ચણાયલી ઇમારતો છે

જીવનની જરૂરીઆતરૂપ અન્ન અને રૂ એની તો અહી તંગી નહિ પડતી હોય ? '

' એ ચીજોની ઉત્પત્તિનો સઘળો પાક જો અહિ જ રહેવા પામતો હોય તો જીવનકલહનો પોણો હિસ્સો આપોઆપ દૂર થાય એટલી મ્હોટી એ ઉત્પત્તિ છે કુદરતની એ તો કૃપા છે, પણ મનુષ્યે કુદરત પર સુધારો કરવાનું માથે લઈને ભયકર બીગાડો કરી નાખ્યો છે જરૂરીઆતની ચીજો પણ પરદેશ તણાઇ જાય છે અને અહીંના લોકો ભૂખે મરે છે બહારની બીનજરૂરી અને ઓછી જરૂરની હજારો ચીજો આ દેશમા અનેક યુક્તિપ્રયુક્તિથી ઘુસાડ વામા આવે છે જાવક કે આવક પર અંકુશ રાખવાનું અમારા હસ્તક નથી એક તરફ નિર્ધનતા વધતી જાય છે અને બીજી તરફ જે ચીજો વગર અમુક સજોગોમા ચલાવી જ લેવુ જોઈએ અને ચલાવી શકાય તેવી ચીજોની ગુલામી જીવન-કલહનો ભોગ બનેલા વ્યાપારીઓને લીધે તેમ જ પ્રતિદિન જેમના મનોબળ નબળા

થતા જાય છે તેવી પ્રજાના અભ્યાસોને લીધે ઉત્તરોત્તર વધુ ને વધુ દૃઢ થતી જાય છે "

' વ્યાપારીઓમા શાહુકારી કેવીક છે ભલા ? "

' હજારો ને લાખ્ખો રૂપિયાની હુંડીઓ ભરાય છે, ઉધાર લેવાય છે અને દેવાય છે, શરાફી પેઢીઓ અને બૅન્કો ધમધોકાર ચાલે છે, પણ એ બધા ઉપરથી 'શાહુકારી'નુ પ્રમાણપત્ર આપી શકાય કે નહિ તે તો પરમાત્મા જાણે કોણે અને ક્યારે અને કેવી રીતે 'ભાગવુ' એ એની 'સ્વતંત્રતા' ની બાબત છે, મહારાજ ! "

' એ જ 'સ્વતંત્રતા' ત્હમારા દેશનો સમૂળ નાશ કરશે જે પ્રજામા ઘેર ઘેર 'ડાહ્યા' માણસો વસે છે અને સ્વચ્છંદને જ સ્વતંત્રતા ગણવામા આવે છે એ પ્રજાને પરદેશીઓનો દોષ કહાડવાનો કાંઇ જ હક્ક ન હોઈ શકે કુદરતને મન કોઈ સ્વદેશી કે પરદેશી નથી, તમામ દેશો એની સંતતિ છે એક દેશમા એણે લોખંડ કોલસા અને માછલા આપ્યા, તો બીજા દેશમા એણે વનસ્પતિનો ભંડાર આપ્યો એક દેશ બીજા દેશની ઉત્પત્તિ વડે પોતાની તંગી દૂર કરે એમા કુદરતને મન અપરાધ જેવુ કાંઈ ન લાગે પણ બીજો દેશ પોતાની જરૂરીઆતો પુરતુ પણ ન જાળવી શકે એ એનો પોતાનો દોષ છે જરૂરીઆતો જાળવી રાખવા પુરતા કામમા પણ દેશાભિમાન અર્થાત્ સમષ્ટિભાવ જે પ્રજામા ન હોય તેણે બીજાનો ભક્ષ બનવુ જ રહ્યુ હાથપગ ચલાવે ત્હેને કાંઇ રોટલો આપવાની કુદરત ના કહેશે ? જ્યાં દેશકાળની મર્યાદાવાળો સમષ્ટિભાવ જીવનના દરેક પ્રવાહમા દાખલ કરવામા ન આવ્યો હોય અને सत्य ને अधिष्ठान બનાવી ત્હેના પાયા ઉપર ચણાયલો अहंकार જ્હેની દરેક વ્યક્તિમા ઠાંસવામા ન આવ્યો હોય તે દેશ ખચીત જ મરવાને લાયક છે ત્હમારૂ પોતાનુ કલ્યાણ ત્હમને કોઇ જલદી મારી નાખી નવા તનદુરસ્ત શરીરમા પાછા ઉગી નીકળ

વાની તક આપે એમા જ છે,—કારણ કે નબળી પ્રજા પોતાનો ભોગ આપી મરવા તૈયાર થાય એ બનવા સભવ નથી, અને જ્હાં સુધી નિર્ધનતા અને ગુનામપ્રકૃતિ જીવતી છે ત્હા સુધી સમર્થ પ્રજાના ઘરને ઝાડુ દેનાર ત્હેની પગચપી કરનાર, ત્હેની ત્હેનાતમા રહેનાર વ્યક્તિઓ સ્હેવાર્થથી મગી રહે છે એટલા ખાતર તેઓ પણ એ પ્રજાનો અંત લાનવાને તો તૈયાર ન જ થાય પરિણામે દેશ પ્રતિક્ષણ વધ્યા જતી વિષ્ટાના એક મ્હોટા સમૂહરૂપ જ થઇ પડે દુનિયાને માટે પણ એ તો મ્હોટો ભય થઈ પડે આંતર-રાષ્ટ્રિય રાજનીતિ ત્હેના સાચા સ્વરૂપમાં હયાતી ન ધરાવતી હોવાથી કોઈ બીજી પ્રજા દયા કે યશ ખાતર નહિ તો છેવટે પોતાને પડોશીની દુર્ગંધથી રોગ ન થવા પામે એટલી સ્વરક્ષા ખાતર પણ સીધી કે આડકતરી સ્હાય કરે એ બનવા જોગ નથી એટલે એવી પ્રજામા જો કોઈ વધુમા વધુ દુર્ગશીવાળી અને શક્તિવાળી વ્યક્તિ હોય તો તેણે લોકોને પોતાના હાથે જ હોળી સળગાવી ત્હેમા બળી મરવાની રાજનીતિ શિખવવાની રહી. ઇશ્વરને ત્હાં એથી સ્નાન સૂતક લાગે તેમ નથી દુનિયાનો સહાર કરનાર શકર મૂળે તો ઉ બોગો અને ત્હેમાં વળી ભાગ પીવામા પૂરોશરો એટલે કૈફમાં ને કૈફમા એનું સહારકાર્ય રહી જાય છે અને વિષ્ટા વધતી જાય છે એની આળસ જાય તો નવા મટકા ઘડના બ્રહ્માને કાઇ ઓછી જ વાર લાગે છે ? લડાઇમા જે માણુસો મુઆ તેથી વધુ તો કયા રનાએ જન્મી ચૂકયા ! એક વર્ષાનું ઝાપટું પડે છે તો એક એકર જમીનમા ક્રોડાનુક્રોડ જતુ એકાએક ઉભરાઇ આવે છે એક ટીંગડી જેવો નબળો માણુસ પણ સાત કે આઠ સતાન ઉત્પન્ન કરે છે બ્રહ્માનું કાર્ય બહુ જ ઉત્સાહી અને ઝડપી છે, પણ હમણા તો એ વિશ્વરૂપ બ્રહ્મા લક્ષ્મીની ગોદમા સૂતો રહેનાર પ્રમાદી વિષ્ણુ અને ભાગની કૈફમા કર્તવ્ય ચૂકનાર શકરની વાતો કર વાની નથી ફુરસદ મ્હોરે કે નથી ત્હમને. હમણા તો મ્હને એ

નાણાં પુરાં પાડવાનો ઉદ્યમ એ ચોથો ઉદ્યમ. એ ચારે ઉદ્યમોને યોગ્ય
માર્ગે પુરાં પાડવાનો ઉદ્યમ એ છઠ્ઠો ઉદ્યમ, અને એ છયે ઉદ્યમો
ની રૂપરેખા નક્કી કરનાર ભાવનાના જેવા મંત્રોના અનુસાર એ
વ્યવસ્થામાં ફેરફાર કરનાર અને અંકુશ રાખનાર એ ઉપરી મંત્રીની
પ્રવૃત્તિ એ સાતમો ઉદ્યમ. આ સાત પ્રકારના ઉદ્યમમાં સમાજને
વહેંચી નાખવો જોઈએ અને વ્યક્તિમાત્ર સત્ત્વ, રજસ્ અને તમસ્
પૈકી જે મહાગુણ અને વિકાસ જેવામાં આવે તેને યોગ્ય જ ઉદ્ય
મમાં તેને નાખવા જોઈએ. આવી વ્યાપારવ્યવસ્થા અહીં છે ?"

વ્યાપારીએ હસી પૂછ્યું 'મહારાજ! આપ તે કોઈ સ્વર્ગ
લોકમાંથી આવતા જણાઓ છો! આ પૃથ્વી પર તો કોઈ પણ
ઠેકાણે આવું કાંઈ જોવામાં આવતું નથી"

'એકબીજાના લોહી પીને જ જીવવાની જ્યાં સુધી હાજત છે,
અને એવી હાજત અને એવું જ વર્તન છતાં એક તરફથી બીજા
ઓની રક્ષા અને વિકાસ કરવા માટે જ જીવવાનો ઢોંગ અને
બીજી તરફથી મદદશીલતાના ધમપરાક્રમના અને દીનતાનો ઢોંગ
જ્યાં સુધી ચાલુ છે જ્યાં સુધી બીજાને તો શું પણ પોતાને પણ
વફાદાર રહેવાની વૃત્તિ ઉત્પન્ન થવા પામી નથી, ત્યાં સુધી વ્યક્તિ
વડે જ સમષ્ટિની અને સમષ્ટિ વડે જ વ્યક્તિની રક્ષા અને વિકાસ
થવા શક્ય છે એ સમજવામાં ઉતરવું જ મુશ્કેલ છે અને એવી શક્ય
તાને સ્થૂલ રૂપ આપવાની યોજના ઘડવી પણ મુશ્કેલ છે'

તદ્દન સત્ય કહો છો મહારાજ! જમણા તેમ જ ડાબા
હાથ નેમ જ પ્રજા મટી એક જ ઇન્દ્રિયનું ભાન છે—આ લોહી
પીવાનું હાથા તરીકે— વાક્ય પૂરું કરે એટલામાં એક સામ
સેર દોડી આવતો વ્યાપારી તેનો હાથ પકડી બાજુએ ખેંચી
ગયો અને દીનતાભરી ગુપચુપ કરી તેના કાનમાં કાંઈ ભભડ્યો
'રાત્રે અગિયાર વાગે મ્હોટે ઘર આ ... મળજો' કહી તેને વિદાય
કરી પેલો વ્યાપારી જ્ઞાનેશ્વર સમીપ હાજર થયો અને બોલ્યો

"હું હમણા નાખવો શોધવા જતો હતો ત્હાં જ દાખલો હાજર થયો ! મારી સાથે વાત કરનારો પેલો વ્યાપારી જોયો ? મહારાજ !"

"શું ? એ એક વ્યાપારી હતો ? એના સ્હેરા પરથી તો હું એને વિચારક કે તત્ત્વવેત્તા—એક બ્રાહ્મણ કહેવાનું વધુ પસંદ કરૂં "

"તે પણ તેમ જ, મહારાજ ! મહાજ્ઞાની અને પરોપકારી છે પણ આપે હમણા જ કહ્યું તેમ જૂના જૂના ગુણોને અનુકૂળ ઉદ્યમની યોજના જ આ દેશમા ન હોવાથી અને ગરીબ તેમજ શ્રીમન્ત સર્વને પોતાની જ લાગી પડી હોય ત્હાં જ્ઞાની કે દાની કે ખુદ ઇશ્વરની પણ દરકાર કરવાને કોઇને ફુરસદ હોવાની શક્યતા ન હોવાથી, જે શક્તિઓ વડે ત્હેમની પોતાની જરૂરીઆતો પુરી પાડવા ઉપરાંત સમાજની વિવિધ પ્રકારની કાર્યસિદ્ધિ થઈ શકી હોત તે શક્તિઓ ધૂળમા રાળાય છે, એટલુ જ નહિ પણ એ શક્તિઓ જ એમના પોતાના નાશનું કારણ થઈ પડે છે મ્હેં અગાઉ કહ્યું તેમ આ દેશમા સર્વ ગુણોની, સર્વ મનુષ્યોની, સર્વ ઘટનાઓની સર્વ કલાની, સર્વ સાહિત્યની, સર્વ વ્યાપારની, સર્વ પ્રાપ્તિની અને સર્વ ધર્મોની પણ કિંમત નાણારૂપી ગજથી જ મપાય છે ! બીજુ તોલ કે માપ અહીં છે જ નહિ ! પ્રજાનો જ માત્ર નહિ પણ રાજ્યનો દેવ પણ વ્યાપાર જ છે ! તેથી એક વિચારક ભલે ગમે તેટલો લાંબો સમય અવલોકન અને મનનમા રોકાઇને ગમે તેટલા ઉંડા, ઉંચા, લાંબા પહોળા અને તાકાદ-વાળા વિચારો અને યોજનાઓ અને સિદ્ધાંતો ઉત્પન્ન કરે, પણ ત્હેની કિંમત નાણામા કાંઇ નહિ ! એ સિદ્ધાંતો અને યોજનાઓનો લાભ સમાજ લાંબે કાળે લે, કે જ્યહાર ત્હેના જન્મ દાતાની હયાતી પણ ન હોય ! અને હયાતી દરમ્યાન તો સિદ્ધાંતો અને યોજનાઓ રૂપી સંતાન ઉત્પન્ન કરવામા વીર્યનો વ્યય જ માત્ર થયા કરે, અને વીર્યનું એક ટીપું એટલે ખાસ્સુ શેર મણ અનાજ ! એ

દશ મણ અનાજ રળવા માટે એણે કા તો મજુરી, કાં તો ચોરી, કા નો નોકરી કા તો વ્યાપાર કરવો જ રહ્યો ! એ તત્ત્વવેત્તા યોજનાત્મક શક્તિવાળો હોઇ એની પસદગી વ્યાપાર તરફ જ જાય એ પણ સ્પષ્ટ છે અને એ ક્ષેત્રમાં તો એક પર એક એમ કેટલાએ મગરમચ્છો છૂપાયલા પડ્યા જ છે ! ”

‘ત્હારે શુ એ તત્ત્વવેત્તા કોઇ મગરમચ્છના પજામા ફસાયો છે ? એની દીનતાભરી મુખમુદ્રા શુ એવા જ કારણથી છે?” જ્ઞાનદેવે પૂછ્યુ

‘જી હા ” ગભીર અને કાઇક પડેલે ચહેરે વ્યાપારી બોલ્યો પોતાનાં સાધન પુરતો વ્યાપાર સ્વતત્ર રીતે ચલાવતો હતો અને કુટુમ્બનિર્વાહ ઉપરાત છૂપાં સેવાકાર્યો ત્હેમાથી નભ્યે જતા હતા દિવસના ૩-૪ કલાક ધધામાં અને બાકીનો વખત વાચન-મનન-લેખન-વક્તૃત્વ પાછળ ખર્ચતો કોઇ કોઇ વખતે મનન અધુરૂ છોડી વ્યાપારમા હાજરી આપવાની ફરજ પડતી તેથી દીલમા મદ્ કલેષ થતો એને એવી નિરતર ભાવના રહ્યા કરતી કે પારકી મુડીની મદદ સિવાય ધધો ચલાવી શકાય એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરી તથા તે દરમ્યાન કુટુમ્બના એક બાળકને ધધામા પ્રવીણ કરી પછી પોતે ધધાથી ફારક થઇ બે વર્ષ મુસાફરી કરી વ્યક્તિગત દુનિયાના અને વિશ્વનાં અનેક રૂપ-ગુણનુ અનનોમ્ન કરવુ બેવર્ષ પાર્વાત્ય અને પાશ્ચાત્ય ગ્રંથોનુ વાચન-મનન કરવુ અને બે વર્ષ યોગમાર્ગ અને જ્ઞાનમાર્ગથી મળતી શક્તિઓ પ્રાપ્ત કરી પછી એ સર્વના સરવાળા રૂપે ત્હેનુ જે કાર્ય થાય તે સમાજને-સમાજથી અવ્યક્ત રહીને-નવી રચનાકારો અર્પણ કરવુ મ્હારો એ પરમ મિત્ર છે હુ એના તરફ પૂજ્યભાવ ધરાવુ છુ, તેથી એનો આ આશય તેણે મ્હારાથી છૂપાવ્યો નહોતો એ આશયથી, આજથી થોડા જ માસ ઉપર જ્યારે ત્હેના વ્યાપારમા વધુ સારા નફાની એક તક આવી ત્હારે

એ તકનો લાભ લેવા ખાતર તેણે થોડા વખત માટે મુડીની વધુ સગવડ કરવા ધાર્યું એક ક્રોડપતિ મળી આવ્યો, જેણે માત્ર નાણું ધીરવાના બદલામાં ચાર ચીજો માગી અસાધારણ વ્યાજ, અડધોઅડધ ભાગ, બન્નેની સંયુક્ત મુડીનો અને માલનો તેમજ હિસાબનો સમ્પૂર્ણ કબજો, તથા પોતા તરફથી આપેલા બે પ્રતિનિધિઓની ઇચ્છા મુજબ જ સઘળુ કામકાજ કરવાનું ગુનામીખત મ્હારા મિત્રે એવી ગણત્રી કરી હતી કે સાતગણી મુડી વધવાથી સાત ગુણ ધંધાનુ ક્ષેત્ર વધારી શકાશે, એમાથી અર્ધ ભાગ અને વ્યાજ આપતા પણ માત્ર પોતીકી મુડીના આધારે જે પ્રાપ્તિ થઈ શકતી હતી તેથી બમણી પ્રાપ્તિ તો જરૂર હાથ લાગશે જ, અને હિસાબ નાણું તથા માલનો કબજો બીજો પક્ષ રાખશે તો એથી તો ઉલટી નિશ્ચિતતા છે અને ખોટી શકાઓના સભવ માલને પણ દૂર રાખી શકાશે, તથા પ્રતિનિધિઓની ઇચ્છાને અધીન વર્ત્તવાની નખાતી ફરજ કાંઈ વસ્તુત ઇજા કરશે નહિ, કારણ કે પ્રતિનિધિઓ પોતાના માલીકના હિતને નુકશાન થાય એવુ તો કાંઇ નહિ જ કરે અને કદાચિત્ એવુ પણ કરી બેસશે તો વસ્તુસ્થિતિ હેમના માલીકને લખવાથી ત્હેનો સ્વાર્થ અને મ્હારો હક્ક એના નેત્રો ઉઘાડયા સિવાય રહેશે નહિ મ્હારા મિત્રની ગણત્રીઓ બધી સાચી હતી, પરંતુ શ્રીમતોના ઘરની ગેરવ્યવસ્થા અને ત્હેનો લાભ લેવામા કુશળ કર્મચારીઓની અજગરવૃત્તિનો ત્હેને ઓછો જ અનુભવ હતો! ટુકમા, ભરસમુદ્રમા વહાણુ લાવીને ડૂબાવવાનો ખેલ ખેલાયો અને તે પણ એકાએક! અને ખેલ પણ કેવો? નફો તણાઇ જઇને બન્ને પક્ષને મ્હોટુ નુકસાન સહવુ પડે તેવો! વ્હાણ અડધુ ડૂબ્યુ ત્હારે શ્રીમતની આખો ઉઘડી અને માલીકના પૈસાના ભોગે અગત વૈર લેવાના પોતીકા માણસના પરાક્રમ જોવાનુ બન્યુ હજી જે કાઇ બચાવી શકાય તેટલુ બચાવવાનો સમય હતો મ્હારા મિત્રે વિવિધ પ્રકારની યોજનાઓ

રજૂ કરી અને પસંદગી કરવાનો હક્ક પ્રતિપક્ષને સોંપ્યો અનેક વખત પસંગી થની, પણ સહી કરતી વખતે બાજી ઉથલાઇ જતી હમણા વળી—'

"હમણા તે એક નવી જ યોજના ત્હેના ભાગીદાર પાસે મંજૂર કરાવી લાવ્યો હતો અને ત્હેમા ત્હમારી કોઈ પ્રકારની સ્હાય લેવા આવ્યો હતો એમ જ હતુ ને ?" જ્ઞાનદેવે વાત તોડી

'આપનું અનુમાન ખરાબર છે" વ્યાપારીએ ઉત્તર વાળ્યો

અનુમાન પછી હવે ભવિષ્ય પણ કહીશ સાભળો, ત્હમા રાથી તે કામ નહિ જ બનો નહિ બને ત્હેના ગંખ્યાબંધ કહેવાતા મિત્રો પ્રશસકો અને આશ્રમમા આવેનારાઓથી પણ સાધનો છના સહાયનો પ્રકાર સહિસલામત છના, અને કોઇ પણ જાતના ભોગ કે શ્રમ વગર બનો વાળવાની કે હાથ ગખવાની સુંદર તક મળતી હોવા છતા એ કાર્ય કોઇથી બનવાનું નિર્માણ જ નથી "

'મહારાજ! —વ્યાપારીએ દમ ખેચ્યો

'વૈશ્યોના હાથે બ્રાહ્મણનુ બચવુ એ જ મ્હોટું સંકટ! કુદરતને તે પ્રિય નથી જ કુદરત ઇચ્છે છે કે તેણે સ્વબળ ઉપર ટકી રહેવુ અને તિતિક્ષાની તાલીમ લેવી સમાધાન એ જ સત્યાનાશ, અને અંત સુધી લડાતુ યુદ્ધ એ જ વિજય'આ સત્યનું **અનુભવગમ્ય** જ્ઞાન આ પ્રસગ દ્વારા જ ત્હેને મળશે. જે જાતનુ કાર્ય કરવા, ત્હમે હમણા જણાવ્યુ તેમ, તેણે છ વર્ષનો ક્રમ યોજ્યો છે તે જાતના કામને માટે પત્થરનું હૃદય જોઇએ અને આ ઘટના એ ભૂમિકા આપવા અર્થે જ' નિર્માયલી છે ત્હમે એને 'જ્ઞાની' કહો છો તે ભૂલ છે હજી તો તે માત્ર વિચારક છે જ્ઞાની થવા પહેલા તો કાઇ કાઇ કિંમતો ભરવી પડશે ગીણના દીવાનખાનાને પત્થરનું બનાવવુ જોઇશે, પાણીનુ બરફમાં રૂપાન્તર કરવુ જોઇશે ઉંધે મસ્તકે ચાલતા અને તે જ સ્થિતિમા નાચતા શિખવુ જોઇશે —ત્યારે જ **જ્ઞાન** 'સદા બનાવી

શકાશે અને મેળવી તથા જીરવી શકાશે જ્ઞાન 'સુખ માટે' છે એ પંડિતમન્યોની કલ્પનામાત્ર છે વસ્તુત જ્ઞાન કોઇને પાલવે તેવી ચીજ જ નથી તે આગ છે, કાળનો કાળ વિકરાળ નાક્ષસ છે એને સંઘરવાનો વિચાર કરવા પહેલા માણસે પ્રથમ મસ્તક એક બાજુએ મૂકવુ પડે વ્યાપારમાં તમે લોકો પ્રગતજ્ઞતાથી જે સંકટો મહો છો તે કરતા અનેકગુણુ વધારે સંકટ સ્વતંત્રતાથી સહો એટલું જ નહિ પણ ઉપન્ન કરીને સહો અને આગળ વધતા સંકટ અને આનંદ વચ્ચેની લીટી ઉડાડી દઈ બન્નેને એકાકાર કરો ત્હારે 'જ્ઞાની' બનો "

"એ તો મરીને સ્વર્ગ લેવા જેવી વાત થઈ મહારાજ! મુઆ પછી મળતી ચીજ કોણ ભોગવવાનું?"

'કોઇને વ્યાપારમાં આસમાની સુનતાનીનો પ્રસંગ આવતા ગભરાટથી હૃદય બંધ પડી જાય દીવાનાપણુ પ્રાપ્ત થાય, વિષ કે ઝંપાપાતથી આત્મહત્યા થઈ જાય એવા કોઇ પ્રસંગ ત્હમારા જાણવામા છે કે?"

"એક નહિ ને એકવીસસો!"

"બીજાની બાબતમાં જે બની ચૂક્યુ છે તે ત્હમારી બાબતમાં પણ બનવા સંભવ ખરો કે?"

'ખરેખર બાકે વ્યાપારમા પહેલું દેવાળુ અને પછી લાભ એમ સ્હમજીને જ વ્યાપાર કરી શકાય'

"ત્હારે દેવાળુ કહાડીને કે આત્મહત્યા કરીને કે દીવાના બનીને પછી વ્યાપારના લાભોને કોણ ભોગવવાનું હતુ?"

વ્યાપારી મ્હોટા વિચારમાં પડી ગયો જ્ઞાનદેવ ભાવસિંહનો હાથ પકડી ચાલવા લાગ્યો અને જતાં જતાં બોલ્યો "હમણા જેમ વિચાર કરો છો તેમ ફરી વિચાર કરજો એક-બે નહિપણ ત્રણ વખત વિચાર કરજો અને વિચારનોય અંત લેજો।"

વ્યાપારીને [illegible] જ્ઞાનદેવે બજારના છેડા તરફ

આમના માન્યુ ભાવસિહ તો આ બધુ જોઇ–સાભળીને મુગો જ બની ગયો હતો તહેનુ મનન અખડ ચાલુ હતું ગુરૂની બગલમા તે ચૂપચાપ ચાલ્યો જતો હતો પ્રતિક્ષણ ગુરૂ તરફની ત્હેની બહુમાનની લાગણીમા વધારો થતો જતો હતો

તેઓ પાચેક મિનિટ ચાલ્યા હશે એટલામા ' મહારાજ ! કાઇ ભિક્ષા લેશો ? " એવો ધ્વનિ આકાશમાથી આવતો હોય તેમ ત્હેમના કાન સાથે અથડાયો ભાવસિંહે નજર ઉચે કરી તો જોયુ કે રાજમહેલ જેવા ભવ્ય મકાનના ઝરૂખામા ઉભેલી એક વીશ વર્ષની ખુબસુરત સ્ત્રી સ્મિતહાસ્યથી અને ભક્તિપૂર્વક ભિક્ષાનુ આમત્રણ કરી રહી છે રૂપ, કદ અને યૌવનનો અદેખાઇ ઉત્પન્ન કરે એટલો હિસ્સો મેળવવા ઉપરાત તે જ ખજાનાના બળથી દ્રવ્યનો પણ ઘણો સારો હિસ્સો મેળવવા પામેલી અ નાજની ભક્તિજાન ' નામથી પ્રસિદ્ધ થયેલી એક નાયિકા અથવ નર્તકી હતી એ વાત ભાવસિંહથી અજાણી નહોતી

શાહોના શાહને જગબાડીનું આમત્રણ ! " ભાવસિં હાસ્યપૂર્વક ગુરૂને ઉદ્દેશીને કહ્યુ ' જોયુ મહારાજ ? જોઇ નાયિ કાની ધષ્ટતા ? "

જ્ઞાનદેવ કાઇ બોલ્યો નહિ નાયિકાની સ્વમાનની લાગણ ખડિત થવાથી તે ઝટપટ નીચે ઉતરી આવી અને ઓટલા ઉ ઉભી. ત્હેનો ઇરાદો ભાવસિહને આગ જેવા શબ્દોથી બાળી રીતે પોતાના અપમાનનો બલો લેવાનો હતો પરતુ જ્ઞાનદેવ દૃષ્ટિ પડતા જ ત્હેના વિચારપ્રવાહની દિશા બદલાઇ ગઈ બોલી આટલી ઘૃણા ? મહારાજ ! આપ ભૂલી જાઓ છો દુનિયામા સમાજરૂપી રાક્ષસની સત્તા સ્હામે ટક્કર ઝીલી શકન બે જ છે એક સાધુ અને બીજી તે કે જેને લોકો ' રડ ' નીચ જાત ' વગેરે તુચ્છ શબ્દોથી સબોધે છે અને તે છતા લ

જ્ઞાનદેવ નર્તકીમા માયાનુ પ્રતિબિમ્બિત જોયુ તેણીના દરેક શબ્દનુ તેણે પોતાની યોગની ભાષામા ભાષાન્તર કર્યું અને આ ઘટનામા વિશ્વયોજનાનો શુ આશય હતો તે જોઈ લીધુ એક ક્ષણભરના મૌન પછી તેણે પ્રાર્થનાના જવાબમાં કહ્યુ "ત્હારી એવી જ ઇચ્છા છે તો તે પૂર્ણ થાઓ! તું આપવા જ માગે છે તો एक રૂપિયો આપ–પણ તે ઉધાર આપ કારણ કે ત્હારી ચીજ લઇને પડી રહેવુ ક્યહા ? એ કરજ ફેડુ નહિ ત્યહા સુધી આ મ્હારા શિષ્યને ત્હારી પાસે ગીરો મૂકુ છુ

મ્હોટી કૃપા થઈ, મહારાજ!" નાયિકા નમીને બોલી એમ તો એમ, કોઇ પણ રીતે મ્હારી સેવા સ્વીકારી એ જ મ્હારૂ અહોભાગ્ય માનું છુ"

ભાવસિહની માનસિક સ્થિતિનો કોણ ચીતાર આપી શકે ? હજી તો સ્હવારે જ ગુરૂ* શિષ્ય તરીકેનો સબધ થયો છે એટલામા

* ગુરુ (ગુ=મલશુદ્ધિ કરવી + રુ=યુદ્ધ જગાડવુ ) કોઈના હૃદયમા સ્થાન લઇ ( પ્રમાદ અનિયમિતતા અને અજ્ઞાનને લીધે ) ત્યહા જામી ગયેલો મલ બહાર ધકેલી કહાડી પુન શુદ્ધ ( આરોગ્યવાન ) બનેલી હૃદયભૂમિકા પર પછી યુદ્ધ જગાડે તે આતર અને બાહ્ય સૃષ્ટિ સ્હામે યુદ્ધ ખેલવાની મસ્તી જાગૃત કરનાર ખેલાડી એ જ ગુરૂ' એ યુદ્ધપિપાસા જ વિજય અને દિવ્યતા તરફ દોરી જનાર શક્તિ અથવા જીવનનો ઉચામાં ઉચો 'અર્થ' હકીકતમા જીન્દગી એ નિરતર ચાલતુ યુદ્ધ છે (તેથી જ આ દુનિયાને 'કર્મભૂમિ કહેવામા આવે છે ) સ્થૂલ અને સૂક્ષ્મ (ભાવ) સાથે પ્રતિક્ષણ મનુષ્ય અથડામણમા આવે છે, એ અથડામણ જ એના આરોગ્યને જાળવી રાખનારી કસરત છે અને એ જ વળી વધુને વધુ વિકાસ આપનાર અને વધુ ને વધુ પાવરની વિદ્યુત્‌નો સચાર કરાવનાર 'યોજના છે સ્વચ્છદ અને સ્વાતત્ર્યનો વિવેક નહિ સ્હમજી શકનાર મનુષ્યમા અધેર ધુધીભર્યાં વર્તનને પરિણામે સ્થૂલ તેમજ સૂક્ષ્મ વિકાર ભરાઈ જામી ગયા હોય છે અને તેથી એની 'નીતિ' પસદ કરનારી બુદ્ધિ પોતે જ પ્રથમ તો આરામ અને સહીસલામતીને—'રમત (વિલાસ) અને યુદ્ધને સ્થાને—'દેવ અથવા 'ધ્યેય તરીકે સ્થાપે છે મનુષ્યજાતિનો મ્હોટો ભાગ આવો

તો ગુરૂ ત્હેને–એક જીવતા જાગતા અને વળી સ્વમાનથી ઓતપોત એવા મનુષ્યને–એક જડ પદાર્થની માફક ગીરો મૂકે છે, અને તે પણ એક નાયિકાને ઘેર! ખૂબી તો એ છે કે એને પોતાને પૂછના

---

'બીમાર છે, અને આશ્ચર્ય તો એ છે કે બીમારો વળી વેદનાથ પરીક્ષક બનવા માગે છે! ખરો વૈદ્ય તે છે કે જે દરદીને કાર્ય-કારણના સબંધના ગુહ્યમા નહિ લઈ જતા ઇચ્છિત પરિણામ ઉપજાવવાના ગુણવાળી ક્રિયા જ ત્હેના ઉપર કરે છે ન્હાની પણ ભયાનક વિગ્રહ મચાવનારી એક ગોળીને તે દરદીના મવસમૂહની મધ્યમા ધકેલે છે, કે જે ગોળી પ્રવેશ પામતા જ ઉથલપાથલ કરવા મંડી પડે છે અલબત તેથી પહેલી અસર તો, સૂતેલા મન રૂપી શત્રુને જગાડવા રૂપે જ થાય છે પછી તે મનો પાછે પગે નાસે છે વિદેશી અને વિજાતીય તત્વો દૂર થતા ભૂમિકા શુદ્ધ અથવા સ્વાભાવિક સ્થિતિવાળી બને છે હવે એમા વિદ્યુત્ જગાડવાનું કામ માત્ર કરવાનું રહે છે, અને તે કાર્ય યુદ્ધવૃત્તિ ('will to conquer') પ્રેરવાથી જ બનવા યોગ્ય છે તે ગુપ્ત આશયથી ગુરૂ શિષ્યને મનાવે છે કે "જે કાંઈ દશ્ય છે તે સર્વનો તુ 'દ્રષ્ટા' છે સર્વ 'ભોગ્ય' છે, તુ 'ભોક્તા' છે સર્વ ત્હને ખાઇ જશે એ ભ્રમમૂલક ડરને સ્થાને સર્વનો તુ ભોક્તા છે—સર્વ પર ત્હારો અધિકાર છે—અને તે અધિકાર પણ કોઈ પાસેથી મેળવવાનો નહિ પણ સ્વભાવસિદ્ધ છે" શિષ્યમા 'હુ' ની 'ખાનદાની' પ્રગટે છે અને તે નવા નવા યુદ્ધ માટે—માત્ર પોતાની વિજિગીષા (જયપિપાસા) તૃપ્ત કરવા ખાતર માત્ર પોતાની અમીરી સાબીત કરવા ખાતર—તલસતો બને છે એ તલસવુ—એ યુદ્ધપિપાસા જેમ જેમ ખીલતી જાય છે તેમ તેમ સમષ્ટિમા રહેલી શક્તિનો વધુ ને વધુ સચાર ત્હેનામા થવા પામે છે આમ થવામા ગુરૂની ડખલગિરિ કે સહાયની અપેક્ષા નથી રહેતી,—તે તો મલશુદ્ધિ કરીને, ડાયનેમો ચાલુ કરીને, યુદ્ધ જગાડીને જ દૂર ખસી જાય છે એવો તે 'ખેલાડી' હોય છે (તેથી જ તો ગુરૂ ને 'ઉસ્તાદ, 'જાદુગર,' 'રમૈયો,' 'રામ,' બે પક્ષની વચ્ચે રહી યુદ્ધ જગાડનાર અને બ નેને પોતાનું બળ ધીરનાર વગેરે ઉપનામ અપાયા છે) વધુ ને વધુ તીવ્ર બનતી યુદ્ધપિપાસા આખરે 'તૃપ્તિ' મા ફેરવાઈ જાય છે તે સ્થિતિ એ છે કે જ્યારે દિવ્યતાથી ઓતપ્રોત બનેલાને મનુષ્યને ક્યાંયે અને કોઇ સ્થાને 'નવીનતા' દેખાતી નથી, એટલે છેવટ કહે છે કે "હુ જ एक छुं બીજુ

પણ નથી ! એની સ્વમાનની લાગણી ઉશ્કેરાઇ ગઇ, ક્રોધ રગે રગે વ્યાપી ગયો પોતે કરેલા ગુનાગીખત માટે પોતા ઉપર પણ પુષ્કળ તિરસ્કાર થવા લાગ્યો

---

કાઇ છે જ નહિ હુ બેઠુ પણ કોને, “ મ્હારે 'કોઇ' જ નથી ? ” એને બધુ કેવલ એક લાગે છે ત્હેની ઇચ્છા સિદ્ધ થઈ ચૂકી છે દેહ કાયમ રહો યા આના ઉત્પત્તિસ્થાનમા ભળી જઓ એ બે વચ્ચે પણ પસદગી એને પાલવતી નથી

કીડા માથી દેવ બનવાની આ સમસ્ત ક્રિયા સ્હમજવાનો યત્ન કરનાર જોઈ શકશે કે ગુરુ નામના સંસ્કૃત શબ્દમા વસ્તુત કાઈ વિલક્ષણ જ અર્થ સ તાયેલો પડયો છે ' યા કરી 'બચાવે તે ગુરૂ, હાથ પકડી નદીપાર કરે તે ગુરૂ પોતે વહાણ બની શિષ્યને ઉપાડી સ સારસમુદ્રના મો નથી જરા પણ તકલીફ ન થાય એવી રીતે કીનારે પહોચાડે તે જ ગુરૂ ઇત્યાદિ જે માન્યતાઓ ધર્મપંથીવાળાઓમા આજકાલ પ્રચલિત છે તે માત્ર સમાજ રૂપી 'વાડી ની 'વાડા' (જાજરૂ) જેવી થઈ પડેલી સ્થિતિ જ સૂચવે છે શક્તિને લીધે પ્રસન્નત ન એવા ગુવાળી મનુષ્યોની જગા મે આજે સમાજ વાડીમા સ્થૂલ અને સૂક્ષ્મ વિષ્ટાથી ઠાસી ગયેલા 'કીડા એ ઉભરાવા લાગ્યા છે અને કીડાઓની 'ભાવના (ideas) અને 'ધર્મ (પ્રકૃતિ) સુખ શીળીઆપણુ અને રેંટ ચાલીને પણ જીવતરને વળગી રહેવુ એ સિવાય અન્ય હોવા સ ભવ જ નથી કીડાઓના ભોગે થોડા દેવો જ માવવા અને વિક સાવવા એ જ આવતી કાલના ધર્મગુરૂનો ગુમમન હોવો જોઇએ તેણે સમાજને માટીથી વધુ કિમતી નહિ એવો એક પદાર્થ માની ખૂદી, ટીપી, આગમા નાખી ઈચ્છા મુજબના ઘાટ આપનાર કુભાર (બ્રહ્મા) બનવુ જોઇશે લોખડના બેડોળ — અર્થ વગરના ટુકડારૂપ વ્યક્તિને લાવચોળ કરનાર અગ્નિ બનવુ જોઇશે એટલુ જ નહિ પણ એરણ તેમજ હથોડો પણ બનવુ જોઇશે અને તેટલેથી પણ બસ થશે નહિ તૈયાર થયેલા વિવિધ ઘાટોને પાછા સમાજમ દિરમા જૂદી જૂદી જગાઓ નક્કી કરી આપવી જોઇશે અને પીલર મીજાગરૂ ખીલો ઇત્યાદિ કાર્યસાધક નામ-રૂપ આપી તે તે કામોમા યોજવા જોઇશે એટલી નિષ્ઠુરતા એટલી દીર્ઘ દૃષ્ટિ એટલી યોજકશક્તિ જે અસાધારણ પુરૂષમા હોય તે જ 'યુગપુરૂષ અથવા કીડા

" મહારાજ ! " એક શબ્દ મ્હોમાંથી રાડની માફક નીકળી પડયો અને પછી પ્રવાહ અટકી ગયો, અને ત્હેની જગ્યાએ મનનનો પ્રવાહ શરૂ થયો

" દોષ કોનો ? જ્ઞાનદેવનો કે જેણે મ્હને ગીરે મૂકયો, કે મ્હારો કે જેણે ત્હેની ચેતવણી છતાં પોતાની સ્વતંત્રતા ત્હેને હસ્તક કરી ? અને જો દોષિત હું જ છુ તો બીજા ઉપર ગુસ્સો કરવો ગેરવાજબી નહિ તો નિષ્ફળ તો જરૂર છે હ, પણ જ્ઞાનદેવે જ સ્હવારે મ્હને શિખવ્યુ હતુ કે " પીડાની પરવા ન કરવી એ અવશ્ય શુભ ચિહ્ન છે, પણ ક્રિયા સ્હામે પ્રતિક્રિયા કરવા તુરત તૈયાર થઇ જવુ, ' સ્થિરતા ' જાળવી ન શકવી, એ નબળાઈ છે એમ તો એક નિર્બળ પતંગીઉં પણ કાયા હોમી શકે છે,–એમાં કાંઇ મહત્ત્વ નથી સ્થિરતા સાથે નિડરતા જ્યહારે કેળવાય ત્યહારે જ

એોના ભોગે એકાદ 'વિચારક' પાકી અને ટકી શકે, અને હજારો વિચારકોના ભોગે એક 'યુગપુરૂષ' નું અસ્તિત્વ શક્ય થાય કેવો ગજબનો ભોગ ! અને કઈ પ્રજા રાજીખુશીથી–સ્વ ઇચ્છાથી–એવો મહાન ભોગ આપવા તૈયાર થાય ? બલિહારી છે તે સમાજરચનાઓની કે જેમણે રાજાને, પંડીતને, યોદ્ધાને, વ્યાપારીને, સેવકને સર્વને માથે–જો કે ભિન્ન ભિન્ન રૂપમાં–યજ્ઞ ફરજ્યાત ઠોકી બેસાડયો છે ખરેખર વ્યક્તિ માત્રનુ ' કર્ત્તવ્ય ' ' આત્મભોગ ' અથવા ' યજ્ઞ જ છે, છે નહિ તો હોવુ જોઈએ કે જેથી યજ્ઞકુંડમાંથી બળતી જ્વાળા સમાન યુગપુરુષ અથવા પુરુષોત્તમ પ્રગટવાનું શક્ય બને 'સાધારણ' અને 'અસાધારણ'ના યજ્ઞ વડે જ વિશ્વનું અસ્તિત્વ ટકી રહે છે સાધારણ વર્ગને યજ્ઞ દેવા અથવા પુણ્ય' રૂપે જ ગળે ઉતારવો પડે છે અને અસાધારણમાં યજ્ઞ પ્રકૃતિરૂપે હોય છે સાધારણ વર્ગનો યજ્ઞ 'અસાધારણ'ને જન્માવે છે અને અસાધારણનો યજ્ઞ સાધારણ વર્ગનો ઉત્કર્ષ કરે છે બન્નેના યજ્ઞના પ્રકાર અલબત્ત ભિન્ન હોય અસાધારણને રાજ્ય કરવું પડે એ પણ એને મન 'ભોગ' (sacrifice, condescension) છે, સાધારણને અસાધારણની સેવામાં ખપી જવાનું પ્રાપ્ત થાય એ પણ એને મન 'મહદ્ભાગ્ય' છે

મનુષ્ય દિવ્ય બને- દેવ? બને બળ ધરાવવુ અને બળના ઉપર પણ પોતાની ભેક (કાબૂ) ધરાવવી એનું જ નામ ખરી મરદાઇ, નહિ તો પોતાની મિલ્કત રૂપ બળ જ પોતા ઉપર સ્વામીત્વ ધરાવનાર થઈ પડી પોતાને ગુલામ બનાવે, એ સૂત્ર શિખવનાર તો જ્ઞાનદેવ જ છે તો પછી એના ઉપર શકા કરવાનો મ્હને શુ હક? મ્હારી પાસેથી એને શુ સ્વાર્થ સાધવાનો હતો? શુ સ્વાર્થ સાધવો સભવિત છે? પોતાની રીવૉલ્વર મ્હને આપી એણે જ શુ મ્હને ત્હેના ઉપર તાકવા નહોતુ કહ્યુ? અત્યારે તે મ્હને એક નાયિકાને ઘેર ગીરો મૂકે છે ત્યારે શુ એ ઠડા બરફ જેવા મનુષ્યને એ ભાન નહિ હોય કે હું સ્વમાનનું પૂતળુ છુ અને મ્હારા ખીસ્સામાં ત્હેની જ આપેલી રીવૉલ્વર છે? અને એ બન્ને બાબતનું ભાન છતા તે મ્હોટુ જોખમ ખેડે છે અને તે પણ કેટલી નિડરતાથી અને શાન્તિથી? આ પ્રશાન્ત ચેષ્ટા શુ મ્હારા ઝનુનની મશ્કરી નથી?—મ્હને સુગ્રુ શિક્ષણ નથી?"

વળી વિચારો પલટયા 'નહિ, વિચારો કરવા એ જ શક્તિ ગુમાવવા બરાબર છે વિચારો મ્હને કાયર બનાવશે મ્હારૂં પુરૂષત્વ લૂટાવશે. સ્વાભાવિક સ્ફુરણને રોકવુ નહિ એમ તો જ્ઞાનદેવે જ મ્હને નહોતું કહ્યુ શુ?"

પણ વળી બીજો પ્રવાહ શરૂ થયો "પણ જ્ઞાનદેવ પોતે શુ કરે છે? એની પ્રવૃત્તિ તેમજ એની નિવૃત્તિ એના ઉપર સ્વામિત્વ ભોગવે છે કે તેઓ તેની આજ્ઞાનુસાર આવ-જા કરે છે? સ્પષ્ટ દેખાય છે કે કોઈ પણ ક્રિયા સ્હામે પ્રતિક્રિયા કરવામાં તેમજ ચુપકી જાળવી રાખવામા તે **સ્વતંત્ર** છે અને એ **સ્વતંત્રતા** પણ કાંઇ વિચાર કે મનનથી તે વખતે જ પેદા કરવામા આવતી ચીજ હોય એમ નથી દેખાતું પણ એની **પ્રકૃતિરૂપ** હોય એમ જણાય છે એ પોતે જ જાણે **સ્વતંત્રતા** હોય અને એ સ્વતંત્રતામાંથી જ જ્યારે જરૂર હોય ત્યારે પ્રવૃત્તિ અને બીજે વખતે

નિવૃત્તિ આપોઆપ વહેતી હોય, એમ સ્પષ્ટ દેખાય છે વિચારો એટલે કે બુદ્ધિનો પ્રયત્ન થતો હોય એવું તો કાંઇ દેખાતું નથી, તે છતા એની કોઇ પણ ક્રિયા બુદ્ધિની ગેરહાજરી પણ બતાવતી નથી એ પરથી સ્હમજી શકાય છે કે બળ તેમજ બુદ્ધિ બન્ને એણે એટલા પ્રમાણમા ખીલવ્યા છે કે તેઓ પૈકી કોઇને જગાડવા અને ઉપયોગમા લેવા વખતે લેશમાત્ર જ પ્રયત્નની જરૂર રહે, ત્હેમની સાથે લાંબો વખત વાદવિવાદ કે ચર્ચા કરવાની કે ત્હેમને આજીજી કરવાની જરૂર ન પડે અને એનો કાંઈ અર્થ હોય તો તે એ જ કે એણે પ્રચંડ અને નિરંતર 'તાલીમ' થી બળને અને બુદ્ધિને વિકસાવ્યા છે તેમજ 'કેળવ્યા' છે—આજ્ઞાધીન બનાવ્યાં છે બળ અને બુદ્ધિ એની પાંખો બની છે, કે જે પાંખો ત્હેના સ્વામીની ઇચ્છા થાય ત્યારે જ એને ઉડાડે છે, અન્યથા એને અક્રિય રાખે છે,—એટલું જ નહિ પણ એની અક્રિય સ્થિતિ વખતે પણ એ પાંખો એની આજ્ઞાની રાહ જોતી તૈયાર જ પડી હોય છે એના બળ અને બુદ્ધિને 'તાલીમ' મળી છે એ જ એની વિશેષતા છે મ્હવારે વાતવાતમા તે કહી જતો કે 'અભ્યાસને હટાવવા અને અભ્યાસનું ચાલુ સેવન કરવું " એ કથનનું રહસ્ય અત્યારે સ્હમજી શકાય છે બળને કે બુદ્ધિને ખુજલી થવાથી તે ફદાફૂદ કરી આપણને ગતિમાન બનાવે એનું નામ જ 'અભ્યાસ,' અને બળને કે બુદ્ધિને ખુજલી થવા જ ન પામે એવા નિરોગી બનાવી આપણી ઇચ્છા થાય ત્હારે જ અને તેવી જ જાતની તેઓ ગતિ કરે એવું પરિણામ ઉત્પન્ન કરવાનો પુરૂષાર્થ એ જ 'અભ્યાસ' અભ્યાસનું સંતાન 'ગુલામી' અને અભ્યાસનું ફળ 'સ્વતંત્રતા" એટલું જ નહિ પણ એ સ્વતંત્રતા એટલે જ સાત્ત્વિક બળ અને સાત્ત્વિકબુદ્ધિનું જોડાણ ધર્મપંથોને વગર સ્હમજે માનનારાઓ પુણ્ય અને પાપની જે વાતો અહોનિશ કર્યા કરે છે તે પુણ્ય અને પાપનું પણ છૂપું રહસ્ય હવે મ્હારી નજર મ્હામે ખુલ્લું થાય છે

ગ્નાનદેન જેને 'અભ્યાસ' કહે છે તે જ પંથીવાળાનું 'પાપ'–પતન કરાવનાર તત્ત્વ અને તે જેને અભ્યાસ' કહે છે તે જ તેઓનું 'પુણ્ય'–નિર્ભગ કરનાર તત્ત્વ જીદગી એટલે પાપ વિરૂદ્ધ પુણ્યનું નિરતર યુદ્ધ અથવા તાલીમખાનું દુનિયા એટલે સમૂહનું–સમષ્ટિનું–ઇશ્વરનું તાલીમખાનુ "

મનન સમાપ્ત થયુ નિશ્ચય થયો કે હમણાં જે ત્હેના ઉપર બની રહ્યુ હતુ તે બીજુ કાઇ નહિ પણ ત્હેને તાલીમખાનામાં મોકલવાનુ જ કામ હતુ

જે કાઇ થાય તે થવા દેવુ અને જોયા કરવુ એવા નિશ્ચય પૂર્વક તે સ્થિર થઈ રહ્યો

કેમ શુ ભાવ છે ? ભાવસિહ ! " ગુરૂએ મનનનું પરિણામ જાણવાની ઇચ્છાથી પ્રશ્ન કર્યો

ભાવ–અભાવ ગુરુના ચરણમાં મૂકી ભાવસિહ હવે બોજા વગરનો–હલકો ફૂલ જેવો–બન્યો છે, મહારાજ ! " ઉત્તર મળ્યો

બહુ મારી વાત છે" ગુરૂ બોલ્યા "તુ મ્હારી સાથે આડો નહિ થા એવી ખાત્રી તો મ્હને મૂળથી જ હતી પણ હું જે ખાત્રી માંગુ છુ તે એ છે કે જે નાયિકાને હમણા મ્હારી જગાએ સ્થાપુ છુ જ્હેની આજ્ઞામા ત્હને સોંપુ છુ ત્હેની સ્હામે તું માથુ ઉચકી સતાવવાનું નહિ કરે, અને હું જાતે હાજર થઇ મ્હારૂ ઋણ ચુકાવી ત્હને તેણીના કબજામાથી છૂટો કરૂં નહિ ત્હાં સુધી તું નાયિકાને ગુરૂસ્થાને માની એની આજ્ઞામા વર્તશે "

વર્તવુ–ન વર્તવુ એ સર્વ આપને જ સ્વાધીન હોઇ કેમ વર્તીશ કે કેમ નહિ વર્તું એ બાબતની ખાત્રી આપ જ આપી શકો મહારાજ ! હું તો માત્ર આપ **અધિષ્ઠાન**ને વળગી રહેવાનું જાણુ "

'પણ ક્વચિત્ ક્વચિત્ અધિષ્ઠાનરૂપી સ્થિર અને ઉંચા સ્થભને છોડી પક્ષી ખુલ્લી હવામા ફરવા ઉડી જાય છે એ પણ ખરૂને ?

"ખરૂ મહારાજ! પણ તે ઉડવુ પણ પહેલા કરતા બેવડી ગરજથી સ્થ ભને વળગવા માટે જ કિનારો તો દેખાય તેમજ નથી, અને ઉડવાની શક્તિ કાંઈ અમર્યાદિત નથી, તેથી ઉડી ઉડીને પણ આખરે થાકી-મુઝાઇ મૂળ ઠેકાણે આવી બેસવા સિવાય છૂટકો જ કહ્યા થાય તેમ છે?"

ગુરૂ ક્ષણભર ખુલ્લા નેત્રે સમાધિસ્થ થયા જોવાનુ હતું તે જોઈ લીધુ અને પછી જાગૃતિમા આવી બોલ્યા "હાલ એ જ નિશ્ચય બસ છે પછી સમય સમયનું કામ પોતે જ કરશે બેટા! ત્હારા નિશ્ચયને મ્હારા આર્શિવાદ છે!"

અને તુરત જ્ઞાનદેવ ત્વરિત ગતિથી એ સ્થાન છોડી ગયો અને જોતજોતામા અદ્દશ્ય થયો નાયિકાને તેઓ વચ્ચેની વાતચિત અર્થવગરની લાગતી હતી તેણે તો એમા જ ખુશાલી માની કે પોતાનુ અપમાન કરનારને પોતાના ગુલામ તરીકે ખરીદી શકવાથી ત્હેની પાસે પરાજયના એકરાર કરાવવાની એક કિમતી તક મળી છે જ્ઞાનદેવના હાથમા રૂપિયો મૂળી ત્હેને વિદાય કર્યો કે તુરત જ તેણીએ માલેકીહક્કનો અમલ શરૂ કર્યો "ભાવા! સાંજ પડવા આવી છે, દીવાનખાનામા ઝાડુ માર અને પીકદાનીઓ સાફ કર. રાત પડશે ને પેટ ખાણુ માગશે, હવે કાંઈ ભીખથી પેટ ભરવાનુ નથી"

"નમુ છુ" એવો શબ્દ પણ મનમા જ બોલી ભાનસિહ તેણીની પાછળ પાછળ ઘરમા ગયો

## પ્રકરણ ૩ જુ

### नायिकागृहे

**આ**વસિહની **ન**વી દુનિયા અથવા ભક્તિભજનની મહેલાત સઘળી સગવડોથી ભરપૂર, વિશાળ અને ચિત્તાકર્ષક હતી આપત્તિ પ્રસંગે સ્વરક્ષાર્થે છૂપાવાના ભોયરાં એમા હતા, તેમજ ઉંચે સ્થાનેથી વિશાળ આકાશ અને પૃથ્વીપરનો તમાશો જોવા માટે અગાસીઓ પણ હતી રસોડા ભોજનગૃહ નૃત્યશાલા, શયનગૃહ દીવાનખાના ઇત્યાદિ ત્હેના વિવિધ ખડોની સ્વચ્છતા અને શોભાની તો વાત જ શી કરવી પણ એમાંના સંડાસ પણ કિમતી આરસના બનેલા હોઇ સરેરાસ મનુષ્યના દિવાનખાના કરતા પણ વધુ સ્વચ્છ હતા ખાદ્ય પદાર્થો અને પીણા, મુખવાસ અને સુગંધીઓ વસ્ત્રો અને અલંકારો શય્યાઓ અને બેઠકો, વાજીંત્રો અને એની સામગ્રીઓ–એ સર્વની અનેક વિવિધતાઓથી

આ સ્થાન ભરપૂર હતુ ભક્તિજાનના એક શબ્દ પર મરી પડવાને તૈયાર એવી દાસદાસીઓ અને ઉસ્તાદોની એક ન્હાની સરખી ફોજ પણ હતી, પરન્તુ મરી પડનારાઓની સખ્યા કાંઈ એટલેથી બસ થતી નહોતી દર રાત્રીએ કેટલાએ જુવાનો–રે કેટલાએ વૃદ્ધો પણ–સલામી ભરવા હાજર થતા અને તેણીના બેચાર લલકાર એકાદ દૃષ્ટિપ્રહાર કે એકાદ રમતિઆળ સ્મિતથી પોતાનો પરાજય સ્વીકારી ખડણી ભરી 'આફ્રીન' કહી રસ્તે પડતા પડિતાઇનો પવિત્રતાનો કે ઈજ્જતનો ધમડ કરતા અને મૂછ પર લીંબુ રાખી ફરતા કેટલાએ મહાનુભાવો તથા પ્રત્યાઘાતની પ્રકૃતિવગરની પ્રજા ઉપર હાથ ચલાવવામા બહાદૂર એવા કેટલાએ હાકેમો, કુવર સાહેબો, જમીદારો અને જમાદારો તેણીની તહેનાત માટે ઉમેદવારી અને હરિફાઈ કરતા અને એ સર્વને ન્યાય આપવા ખાતર કહેવુ જોઇએ કે, ભક્તિજાનની કુદરત આરતી યુવાની ખરેખર સૌન્દર્ય, લાવણ્ય અને કળાના ભંડારરૂપ જ હતી

ભાવસિંહે પોતે જ્ઞાનદેવને જણાવ્યુ હતું તેમ, તે હજી સુધી સ્ત્રીજાતિનું અવલોકન કરવા પામ્યો ન હતો. મજુરી કરવા જતો ત્યારે અને ભિક્ષાપ્રસગે સ્ત્રીઓના ચહેરા ત્હેની નજરે પડતા ખરા, પરન્તુ સહવાસ કે સમીપવાસના અભાવે તે તે વર્ગના ગુણ કર્મ અને તાકાતનુ માપ કહાડી શક્યો નહોતો જે જે સ્ત્રીઓ તેણે આજસુધીમા જોઈ હતી તેઓ ગૃહિણીઓ હોઇ સમાજરૂપી કડીઆના કાનુનરૂપી ટાંકણાથી ઘડાયલી બનાવટી મૂર્તિઓ હતી પરન્તુ હમણા તે એક એવી સ્ત્રીના સહવાસમા મૂકાયો હતો કે જે સ્ત્રી સમાજ અને સમાજના કાનુન અને ત્હેમની અસરોથી સ્વતત્ર હોઈ મૂળ પ્રકૃતિરૂપે હતી તેણી પોતાની આજ્ઞાનો અનાદર સાંખી શકતી નહિ અને હસ્તી સાક્ષાત્મૂર્તિ હતી બધાને આજી નાખવા અને કોઇથી અજાવુ નહિ એ ત્હેનો સ્વભાવ હતો નિત્ય નવા શિકાર ... વેલી એનામા ...

ફૂદાકૂદ કરી રહેતી અને એ ફૂદાકૂદે જ એને અસાધારણ નર્તકી બનાવી હતી

ભાવસિંહ ગુરુઆજ્ઞાને અનુસરી તેણીને પ્રસન્ન રાખવાના સંકલ્પપૂર્વક તેણીની દરેક આજ્ઞા માથે ચ્હડાવતો એટલું જ નહિ પણ આજ્ઞાની ગેરહાજરીમા પણ જે કાંઇ કરવા જેવુ જણાય તે આપોઆપ કરી લેતો. ઝાડુ કહાડવા જેવી ક્ષુદ્ર સેવા તેમજ નોકરવર્ગને અને બીજાઓનેને પ્રસન્ન રાખવાની કાળજી પણ તે ચૂકતો નહિ જાણે કે આ સેવાની કદર કરતી હોય તેવો દેખાવ કરવા માટે તેણીએ આસ્તેઆસ્તે ભાવસિંહને અપાતા ખોરાક અને પોશાકમા સુધારો કરવા માડયો હતો અને એક પખવાડીઆના અંતે તો ત્હેને છેલબટાઉ જેવા પોશાક આપી પોતાની નજીકમા પોતા માટે થતા ખાસ ભોજનનો હિસ્સો જમવાની આજ્ઞા કરી હતી આ કૃપા બીજા નોકરવર્ગમા ઈર્ષા ઉત્પન્ન કરનાર પણ થઇ પડી ભાવસિંહ એ ઈર્ષાને ગણકારતો નહિ તેમ ભક્તિજાનની આ દેખાતી કૃપાથી પણ ખુશાલી માનતો નહિ. એથી ઉલટું નિત્ય નવા આશકોની સાથે તેણી જે હાસ્યવિનોદ કરતી તે જોઈ ભાવસિંહના દીલ પર જબરો આઘાત થતો અને ઘૃણા થઈ આવતી સૂગ ચ્હડની ઉચકી' આવતી આવી નફટાની આજ્ઞામા વસવાનું પ્રાપ્ત થયું એ ખ્યાલ ત્હેને કોઈ કોઇ વખત બહુ જ દુખી કરતો પરંતુ તેવે પ્રસગે તે ગુરુઆજ્ઞા અને ગુરુને આપેલુ વચન યાદ કરતો અને ભક્તિજાનમા ગુરૂભાવના ખડી કરતો, જેથી એનો ક્ષોભ દૂર થતો ગુરૂ શા માટે અમુક વર્તન કરે છે તે જોવાનું કામ શિષ્યનું નથી એ વિચાર આવા પ્રસંગે ત્હેની ' ઉચકી 'ને શાન્ત કરનાર તેની ગરજ સારતો જેમ જેમ આ વિચારની મદદ લેવાના પ્રસંગ વધવા લાગ્યા તેમ તેમ એને સૂઝતું ગયુ કે ઉચકી એ કોઇ 'ચીજ નહોતી ચીજમાથી ઉછળેલું 'મોજુ' માત્ર હતુ અને વિચાર' પણ કોઈ 'ચીજ' નહિ પરંતુ મોજાની દવા માત્ર

છે ઉચ્ચકી તેમજ વિચાર બન્ને આદિ–અંતવાળા હોઈ મૂળતત્ત્વથી
ભિન્ન છે ને તેનું અસ્તિત્વ સાપેક્ષ (relative) છે જ્યહાં સુધી
ઉચ્ચકી દેખાય છે, ત્યહાં સુધી વિચારનું અસ્તિત્વ જરૂરનું છે જ સમુ
દ્રની સપાટી પર સ્પર્શ કરતો પવન અને દૂરથી અસર કરતો
સૂર્ય જ્યહાં સુધી હયાતી ધરાવે છે ત્યહાં સુધી સમુદ્રમાં મોજાં થવાનાં
જ, પણ એ જળ જો બરફનું રૂપ ધારણ કરે તો મોજાંનો
સંભવ જ નથી અને તેની જરૂર પણ નથી ગુરૂ હિમાલયના
બરફવાળા પ્રદેશને ભૂમિકા કરી વસે છે એ કથનનું રહસ્ય હવે
સહમજાયું ગુરૂના હૃદયની એ સ્થિતિ હતી ભાવમિહને સાક્ષ
લેખી વાત યાદ આવી કે બરફના પ્રદેશોમાં જ્યહારે બરફનો બહુ
ઊંડો થર જામી ગયો હોય છે ત્યહારે ત્હેના ઉપર પવનની લહરકો
પસાર થાય છે, તોપો ગોળીઓ ફોડાય છે તો પણ બરફને અસર
પહોંચતી નથી. ગુરૂના હૃદયને કોઈ કે કાંઈ અસર કરી શકતું
નથી એ હકીકતનું રહસ્ય આથી હવે સ્પષ્ટ થયું અને જો કોઈ
'સારૂં' કે 'ખોટું' ગુરૂના હૃદયને અસર કરી શકતું નથી તો ચાટે
શિષ્યે પણ એવી અસરોની પરવા નહિ કરવાની તાલીમ લેવાની
અને એ તાલીમ વડે પોતાના હૃદયને બરફ જેવું બનાવવાની કાળજી
ન કરવી જોઈએ? આવા મનનને પરિણામે તે સદા અપ્રમત્ત
અથવા જાગ્રત રહેવા પામતો અને 'ઉચ્ચકી'નો ઉદ્ભવ થતા જ
દાબી દેતો. આ સ્વાધ્યાય—આ 'કેના'—એને માટે, નાયિકાનું વર
અને નાયિકાનો સત્કાર સુલભ બનાવનાર થઈ પડયાં

ચૂંટી કઢાયલાં શરીરવાળો અને નકરો તો હતો જ અને
હમણાં ઘણાં પૌષ્ટિક ખોરાક અને સુંદર વસ્ત્રો મળતાં હતાં, તેથી
એની કાન્તિમાં પણ વધો સારો વધારો થતો જતો હતો આ
સાથે રંગ હમેશ ગાનનું સંગીત એના નિવાસમાં મહેકાર થતું
હતું આ વિકાસ ધીમે ધીમે નાયિકાનું લક્ષ ખેંચનાર થઈ પડયો
અને અંતે નાયિકાના હૃદય પર ભાવમિહની છબી કોતરાઈ ગઈ.

એની પહેલી અમર એ થઇ કે નેરીએ ત્હેને સઘળા સેવા કાર્યોથી મુક્ત કરી પોતાની સાથે જ એમના—ફરવા-ગાવા અને વાતચિતમાં જોડાવા ફરમા વ્યુ અને પોતાની રક્ષાના બ્હાના હેઠળ ત્હેને તેણીના શયનગૃહમાના એક ખૂણામા શયન કરવાની આજ્ઞા કરી

નર્તકીનુ ગનમની ઉત્પન્ન કરે એવુ અને સુગંધીથી બ્હેકી રહેલું બીડાનું હમેશ પોતાના હાથે જ બીડાવતા છતા અને તેણીની નજીકમા જ શયન કરવાનું પ્રાપ્ત થવા છતાં ભાવસિંહના દીલમા અદ્યાપિ પર્યંત મોહનુ મોજુ ઉછળવા પામ્યું ન હતું ત્હેનુ કારણ તેણીમા તેણે કરેલી ગુરૂભાવના જ હતી

પોતાના દીલ પર અમર કરનારના દીલને તો હજી પોતે સ્પર્શી શકી નથી એ વિચિક્ષણ નાયિકાથી વધુ વખત છુપુ ન રહ્યું એ ભાન જ્યારે તેણીને પહેલપ્રથમ થયુ ત્યારે તેણીને જબરૂ દુ ખ થયુ કારણ કે એ પોતાના પરાજયનુ દર્શન હતુ હું કોણ? ભલભલા યોદ્ધાને નમાવનાર રાજાઓને પોતાની હથેલીમા નચાવનાર પ્રખર ગજદારીઓને મ્હારી મરજી મુજબ રમાડનાર, નીતિ અને ધર્મના ઇજારદારોને ઇસારા માત્રથી જમીનદોસ્ત કરી ત્હેમના દીલવદનમાંથી ગુલામીના એકરાર કઢાવનાર, જે સમાજબળ સ્હામે માથુ ઉંચકવાની ખુ સમાજનેતાઓમાં તાકાત નથી તે સમાજના પૈસે જ પોષાતા છતા એ જ સમાજથી બ્હારવટુ કરી ટકી રહેનાર—એનો પરાજય? અને તે પણ મ્હારા જ ઘરમા ઘુસીને?" એમ તેણીનુ ઘવાયેલુ સ્વમાન બબડયા કરતું હતુ

પરન્તુ એક પરાજયથી હતાશ થઈ બેસે એવી કાંઇ તેણી નિર્માલ્ય નહોતી દોડવાની શરતમા શુ બને છે ભલા? વાટમા કોઇ ખાડો કે કોઇ પત્થરની મ્હોટી શિલા કે વાડરૂપી આડખીલ આવી પડે છે ત્યારે નિર્માલ્ય દોડનારનો પગ ભાગે છે કે તે પટકાઇ પડે છે અને ત્હેની ગતિ ત્યાં જ અટકી પડે છે પરન્તુ

અનન્ત દોડનારને એ જ આડખીન લાબો શ્વાસ એ વાળી મોટી ફલગ ભરવાની પ્રેરણા કરનાર થઈ પડે છે, જેને પરિણામે સરે ગાશ કરતા નાઇક પણ ઓછા સમયમા તે પોતાના ધ્યેયને પહોચી જાય છે જે નબળાને નડતર છે તે જ સબળાને સહાયક છે

શક્તિનો સ્વભાવ (ધર્મ) છે કે તે કાંઈ ક કા। માવે અથડામણમા જ મજા માને 'અથડામ'ની ક્રિયામાથી પીડા (pain) તો જરૂર પ્રગટે જ, પણ તે પીડાને એન'નો રસ અને વિજિગિષા ('Will-to-Power')ની લગની એ બે તત્ત્વોન મધુમન બળ નાખી દેવામા વિજયી નીવડે છે આ જોતા કહી શકાય કે 'પીડા' ને પેદા કરવાની જેનામા પ્રકૃતિ છે તે મનુષ્ય શક્તિનો સહવાસી છે, જ્યારે 'પીડા'થી બચતા રહેવાની જ કાળજીને નીતિ' બના વનાર મનુષ્ય 'મડા'નુ સતાન છે વેદોમા સ્થળે સ્થળે તપને અંતે વરદાન માગતા ઋષિઓને મુખે એક માત્ર ' ખ'જ મગાવવામા આવ્યુ છે ત્હેનુ રહસ્ય તેમજ જૈનશાસ્ત્રોમા તીર્થંકરોને 'ઉદીરણા' (provocation, ઉશ્કેરણી) કરીને પણ પોતા પર પીડા ખેચી લાવનાર પુરૂષ તરીકે ઓળખાવ્યા છે ત્હેનુ રહસ્ય પણ ઉપર કહેલા સૂત્રથી જડી આવે છે

નાયિકાએ હવે રણ સુદની યોજના કરી શયનગૃહને શણ ગારવામાં સઘળા મળી શકતા સાધનોનો તેણીએ ઉપયોગ કર્યો શબ્દ, સ્પર્શ, રૂપ, રગ, ગધ એ સર્વનો અનુભવ લેનાર ઈંદ્રિ ઓને થનથનાટ થાય એવી તમામ સામગ્રીઓ ગોઠવી ઉચા મખમલની શય્યા પર અર્ધનગ્ન સ્વરૂપે લેટી જઈને ધીમેથી ક્હાનાનો ગોપીવિલાસ પ્રસગ ગણગણવા લાગી, અને એટલી તૈયારીઓ આ ભાવસિંહને શયનગૃહમા એના પે દાખલ થતા જ ત્હેને આજ્ઞા થઇ કે તેણી નાચથી થાકી ગઇ હોવાથી ચપી ઇચ્છતી હતી નિમિષમાત્રમા પહેલવાનના હાથ ગુલાબકળી જેવા તેણીના અંગોપાગ પર ફરવા લાગ્યા કોમળતા પત્થરને પીગળાવી શકી

એ અનુભવ વળી મ્હને મ્હારી નિર્બળતાનુ ભાન કરાવે છે, અને સબળની છાયાની આવશ્યકતાનુ પણ ભાન કરાવે છે પણ મ્હને સબળ હાર આપનાર કરતા વધુ સબળ છાયા હુ ક્યા શોધુ ? હું આ ક્ષણથી ત્હને અર્પિત થાઉ છુ, ત્હારા વિશાળ હૃદયના એક ખૂણામા એક પત્ની તરીકેના સ્થાનની ભિક્ષા માગુ છુ "

' ભિક્ષા આપવા જેટલો હું સ્વતંત્ર નથી, અનંતા ! ' જયથી જરા પણ ફૂલાયા સિવાય ભાનસિંહ બોલ્યો. " જે હૃદય સર્વાંશે ગુરૂએ રોકી લીધુ છે ત્હેમા કોઈ કે કશા માટે સ્થાન કરવુ છેક જ અશક્ય ન હોત તો ત્હારા જેવી શક્તિને હું આજીજી કરાવવા જેવી સ્થિતિમાં ન મૂકત "

" એટલો નિષ્ઠુર ન થા, ઓ જયના મદના હકદાર જવાન ! " તેણી કરગરી પડી " મનુષ્ય છતા મનુષ્યની જ છાતી તોડનાર પત્થર ના બન ! " પ્રાર્થનાનો પડઘો નથી પડતો એમ જોઇ તેણીએ આગળ ચલાવ્યુ " છેલ્લે પાટલે બેસવાની મ્હને ફરજ પાડવાનો જ શુ ત્હારો નિશ્ચય છે ? ભલા કહે તો ખરો કે તુ હમણા મ્હારી પાસે ગીરો મૂકાયલી મીલ્કત નથી ? ગીરો રખાયલી મીલ્કતનો ઉપયોગ કરવાને શુ હું મુખત્યાર નથી ? "

' હીરાની વીંટી ગીરો રાખનાર ખચિત જ વીંટીને પહેરી શકે છે પણ નગને જાળવીને લીધેલી રકમ પાછી આપવા આવનારને હીરો કહાડી લઇને કે બદલી લઇને વીંટી આપવાથી ન ચાલી શકે એ ત્હારા જેવી સમજદારને ભાગ્યે જ યાદ કરાવવુ પડે "

" ચાલી ન શકે તો ગીરો મૂકનાર રાજ દરબારે જાય અને દંડ, જેલ કે બહુ તો ફાસીની સજા કરાવે, બીજુ શુ કરી શકે ? પણ હીરાના સમાન ગુણવાળી વ્યક્તિ એક વાર હીરાનુ અસાધારણપણું જાણ્યા પછી ત્હેને પોતાની મેળે જતો કરે એ શુ

એક વિજેતાના મુખેથી જેને આટલુ મહત્વ અપાતુ હતું તેહેનું નામ સાંભળતા તેણીને સહજ કમ્પ થયો, જે તેણીએ બીજા જ ક્ષણે ઇચ્છાશક્તિના પ્રયત્નથી છુપાવી દીવો અને બોલી "એક ક્ષણ પણ જીતગીતી તૃપા તૃપ્ત કર્યા પછી ભલે ગમે તેવી આગ ઝીલવી પડે ત્હારા જેના બહાદુરને ભયનું શસ્ત્ર વાપરવુ ના પાલવે, મ્હારા વિજેતા! પણ સબર, ત્હે ઠીક ગુરુનું નામ યાદ કરાવ્યુ ગુરુની આજ્ઞા તુ બરાબર પાળીશ કે?"

"એ પ્રશ્ન કેવો વિચિત્ર છે?" ભાવસિંહે સ્મિતપૂર્વક જવાબ આપ્યો

"ત્હારે હવે રહો યા કરાવુ છુ કે ગુરુએ જ ત્હને ફરમાવ્યુ હતું કે ત્હારે મ્હને ગુરુસ્થાને માની મ્હારી આજ્ઞા પાળવી મ્હને જેની ક્ષુધા છે તે મ્હને આપવા હુ ત્હને હવે ગીરી રાખનાર તરીકે નહિ પણ ગુરુના નામથી ફરમાવુ છું" નાયિકાએ પોત પ્રકાશ્યુ

"ગુરુના નામથી? એના પ્રતિનિધિ તરીકે?" ક્ષણભર મુંઝાયલો ભાવસિંહ બોલ્યો "અને ગુરુનું અસ્તિત્વ અને વ્યાપ કના શુ નષ્ટ થયા છે કે પ્રતિનિધિ ત્હેની ગાદી બથાવી શકશે?" અને તેણે ગદ્ગદીત કંઠે અને ભીની આંખે આકાશ તરફ દૃષ્ટિ કરી બૂમ મારી "ગુરો! ગુરો! ઓ ગુરો!"

તે જ ક્ષણે બહારથી દરવાજા પર એક બે અને ત્રણ મુક્કા પડયા અને દરવાજો જમીનદોસ્ત થયો, નાયિકાના પગ આગળ કલદાર ખખડયો અને તેણીના નેત્રમા જ્ઞાનદેવની મૂર્ત્તિ પ્રતિબિંબિત થઇ તેણી ચમકી

"અમત પ્રત્યક્ષ થતા નકલ પર પડદો પડવો જોઇએ દેવની રૂબરૂમા પ્રતિમાનુ બહુ માન ન હોય" જ્ઞાનદેવ એકાએક હાજર થઇ બોલ્યો "બેટા! પ્રતિનિધિ યોજવામા પ્રયોજન અવશ્ય હોય છે, પણ પ્રતિનિધિની સત્તા તેમજ શક્તિ મર્યાદિત જ હોઈ શકે અમુક હદ સુધીનુ કાર્ય બજાવ્યા પછી તેણે વિરમવુ જ

જોઇએ નહિ તો તેમ કરવાની ત્હેને ફરજ પાડવામાં આવે. નાવિકાનું કરજ અદા થઈ ચૂક્યું છે હવે તું મ્હારી પાછળ આવી શકે છે ' એમ કહી તેણે ચાલવા માંડ્યું

' મહાત્માઓના પગના કાંટાને દુખરૂપ થતાં જાણવા છે ? મહારાજ ! ' ગાનન્દનો માગ રોકીને નાવિકાએ અરજ ગુજારી.

' એક ભાવસિંહ માટે આટલું દુખ શાને માનવું ? " ઉત્તર મળ્યો

કારણ કે પૃથ્વીએ બીજો ભાવસિંહ પેદા કર્યો નથી " અમ્નિજાન બોલી " હજારો ગાડરોથી મ્હને શું પ્રયોજન છે ? મહારાજ ! તે હજારોના તો ધનથી જ મ્હને પ્રયોજન હતું, કે જે ધન સાથે મ્હારા તન તેમ જ મન ઉમેરીને પૃથ્વીપરના એકના એક પુરુષને ભેટ ધરું લોકોનો હું શિકાર કરું છું એટલા માટે કે મ્હારા શિકારીના જીગરમાં હું મધરા શિકારો સાથે સ્થાન પામું બધા નામર્દોને હું લૂંટું છું એટલા માટે કે તે લૂંટથી મ્હારા લૂંટારાની તૃપ્તિ ઉપજાવી શકું આખી દુનિયાને હું નચાવું છું એટલા માટે કે તે બધાના નાચથી અનોખા નાચની શોધ કરી તે વડે હું મ્હને નચાવનારને પાઠ આપી શકું '

' અને એ પાઠો પછી ત્હને શું આ તાનગૃહમાં પડ્યો રહેવો હશે કે ? ' ગાનન્દે વિનોદ કર્યો

એ હું ઇચ્છું પણ નહિ મહારાજ ! " અમ્નિજાએ જવાબ આપ્યો અને તેણીના નેત્રોમાં અજબ તેજ ઝબુક્યું ' પણ હું એ પાઠરૂપ જ બનીશ અને જાગ પ્રાણરૂપ ભાવસિંહની શક્તિ જાગ્રત થઈ શરણાગત તો શું પણ આ દુનિયા પણ જે વખતે એને જાળી શકશે નહિ મધરા શહેરો અને નગરો, સ્વર્ગો અને નર્કો એના વિહાર માટે ઓછાં પડશે ત્યારે તેણે મ્હને એના હૃદયદ્વારમાં સ્થાન આપવું જોઇશે અને એ તો હું મારી રીતે જોઇ લઇશ કે આપની કૃપા પર નિર્ભર છે "

"અને તે માટે જેઓ પૂરતી કિંમત ભરવા તૈયાર હોય છે ત્હેમને કદાપિ નિરાશ થવુ પડયુ નથી" જ્ઞાનેન્દ્રે ઉત્તર આપ્યો

"પ્રભો !" ઉત્સાહમા આવેલી ભક્તિજાને પ્રશ્ન કર્યો "નામ પાડશો ?"

"ફ્રમ—આજપર્યંત મેળવેલી તમામ લૂટ—ફ્રમ" આંકડા ગણવામા આળસુ ગુરૂ બોલ્યા

એક ક્ષણમા તેણીએ બુદ્ધિની સલાહ લીધી, અને પછી બાજુના ખડમા દોડી ગઇ થોડી મિનિટમા એક નોકર સાથે પાછી આવી અને નોકરને ત્હેના મસ્તકપરનો મ્હોટો ગાભડો શયનગૃહના મધ્યમાં ઉતારવા અને ત્હેમાની ચીજો છૂટી કરવા ફરમાવ્યુ પછી પોતાના હાથે જ મગજની દીવાસળી ત્હેમા ચાંપી દીધી કિંમતી વસ્ત્રો અને નોટોના બંડલ ભડભડ બળવા લાગ્યા અને ત્હેની તજેના કિંમતી આભૂષણો અને સુવર્ણમહોરો અગ્નિથી તપતા નજરે પડયા

એક વખત તે આગ તરફ નજર કર્યા પછી એક વખત ગુરૂના ચહેરા તરફ અર્થસૂચક નજર કરતી ભક્તિજાન ચૂપચાપ ઉભી,—કેમ જાણે પૂછવા માગતી હોય કે તેણી ત્હેનો આશય બરાબર પામી શકી હતી કે નહિ!

એ વિચિત્ર યજ્ઞમા તેણીનો ભૂતકાળ બળી ભસ્મ થતો હોય એમ ગુરૂનુ ત્રીજુ નેત્ર જોઇ શકયુ

* "તપ અને યજ્ઞ કરનારની ઇચ્છાતૃપ્તિમા આડા

* 'તપ'=તપ, પુરૂષાર્થ, મનન, બુદ્ધિપૂર્વક થતો અખંડ ઉદ્યમ 'યજ્ઞ'=ભોગ, ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિના માર્ગમા જે જે ચીજો, સબંધો, સગવડો, ટેવો, બંધારણો, અન્યથા ઉપયોગી યા પ્રિય છતા અત્યારે આડખીલરૂપ થતા જણાય, તે સર્વનો ત્યાગ કે નાશ કરવામા તત્પરતા હરેક પ્રાપ્તિ બે ચીજ માગે છે તપ અને યજ્ઞ, અને એ બન્નેને પ્રેરણા બળ પૂરનાર તત્ત્વ ભક્તિ છે 'ભક્તિ' એ કોઇ પ્રતિમાના શબ્દોના ઉચ્ચારનુ નામ નથી, પરંતુ હૃદય જે ચીજ, મનુષ્ય કે ભાવ તરફ ઢળે તે ચીજ તરફ ગતિ કરવાની શક્તિ (motive power) એ જ ભક્તિ

આવવાનો હક્ક તણુ લોકમા કોઇને મળ્યો નથી " ગુરૂ બોલ્યા

એમ ! ત્હારો હક્ક તું સ્ત્રીને અને ભોગ આપીને મેળવે છે અને તે કદાપિ અને કોઇથી ઝુટાવી ન શકાય એવા અમરપગ સાથે મેળવ્યો છે તેથી હું ત્હને ભાવસિંહની સહચરી થવા યોગ્ય જાહેર કરૂં છુ '

' મ્હારી એક પ્રાર્થના છે, મહારાજ ! " ભાવસિંહે ગુરૂ પ્રત્યે કહ્યુ

વિજેતા અને વળી 'પ્રાર્થના' ? ' ગુરૂ હસ્યા ' કહે કે મ્હારી ઇચ્છા' છે '

વિજેતા પ એ જે આપની મૂર્તિમાન કૃપાનુ બીજું નામ જ હોય તો મ્હને તે મા ય જ છે મધગુ આપની પ્રેરેલી શક્તિનું—ગતિશીલ બનેલી આપની કૃપાનુ જ ફલ છે મ્હારી પ્રાર્થના છે કે—"

કે ગુરૂના આશ્રમમાં સ્ત્રી સાથે રહેવા દઇ શકાશે કે કેમ એ ત્હને પ્રથમ જાહેર થવુ જોઇએ—એ જ કે બીજુ કાંઇ ? સ્હમજ ત્હારે કે જેના બાનકો આટના તાકાદવાન છે તે પોતે શુ સમાજ કે સમાજરક્ષકે કરેલા કોઇ નિયમથી 'બધાયલો' રહેતો હશે ? ત્યાગીના આશ્રમમા સ્ત્રીને મનાઇ છે, પણ ત્યાગનોય ત્યાગ કરી ચૂકેલો જ્ઞાની વિધિ-નિષેધના રાજ્યની બહાર છે જ્ઞાની ત્હા માન સ્વરૂપ જુએ છે જ્યહા દુનિયાના લોકો સ્ત્રીત્વ કે પુરૂષત્વ જુએ છે આકારો ભેદો, નામો, ગુણો એ સર્વ કે જેની અ ૨ અને જેના વડે જ દુનિયાના લોકોનું જીવન છે તે સર્વ તો જ્ઞાનીની દૃષ્ટિમા બેહદને હદ બાધનાર, અમર્યાદને મર્યાદિત કર નાર વાડો છે—ઝાખરા છે જ્ઞાની એક સાગર છે જેમા સઘળા લિંગો સઘળી જાતિઓ સઘળા નામરૂપો સઘળા ગુણો, સઘળી વૃત્તિઓ સઘળા સિદ્ધાન્તો ભિન્ન ભિન્ન સ્થળેથી વહન કરતા કરતાં

આવી મળે છે અને એકરૂપ થાય છે  પણ એ ભાવનાને ઝીલ
વાને ત્હને હજી થોડો વિલબ છે અત્યારે તો એટલુ જ જાણવુ
ત્હને બસ થતુ જોઇએ કે તુ અને ભક્તિજ્ઞાન બન્ને મ્હારા બાળકો
તરીકે મ્હારી સાથે રાખવામા કાંઇ હરકત નડવી શકય નથી ”
શિષ્યની મુગી મીઠી મુઝવણ દૂર કરવા અર્થે ગુરૂ બોલ્યા, અને
પછી ભક્તિજ્ઞાનને ઉદ્દેશીને કહેવા લાગ્યા “આ હૂતાશનરૂપ યજ્ઞને
પણ પીઠ કરી ચાલો હવે મ્હારા આશ્રમ તરફ અત્રેથી ચાલીશ
ગાઉ દૂર આવેલા આશ્રમે પહોચવા સમેત જ ત્હમો બન્નેનો
હસ્તમિલાપ કરવામા આવશે ”

## પ્રકરણ ૪ થું

## गुरु–आश्रमे.

શાન્ત્વનો આશ્રમ ૪૦ કોશ દૂરના પહાડને ઉત્તુંગ શિખરે હતો. આજે એક માઇલ કાલે બે પરમ દિવસે ત્રણ એમ પ્રતિદિન એક એક માઇલની કુચ વધારતા વધારતા અને દર કુચને અને એક સ્થાને વિરામ લેતા હતા તથા વિરામ સમયનો ઉપયોગ જે કંઇ બાહ્ય સૃષ્ટિમાં જોવામાં આવતું ત્હેને અંતરની સૃષ્ટિ પર ઘટાવવામાં કરતા કરતા તેઓ ત્હેમના ઇચ્છિત સ્થાનની નજદીકમાં આવી પહોંચ્યા ત્હારે આશ્રમ જાણે કે બરફની એક મ્હોટી શિલા પર ગોઠવાયલું વિમાન ન હોય અને સૂર્યકિરણો બરફમાં પ્રતિબિમ્બિત થઇ સુવર્ણની રેલમછેલ કરતાં ન હોય એવું દૃશ્ય જોતાં જ ભાવસિદ્ધ તેમજ ભક્તિજન્ય આનંદ અને આશ્ચર્યમાં ડૂબવા લાગ્યાં. એમને લાગ્યું કે એમની પોતાની અંતરની ભૂમિ પણ બરફ જેવી બની ગઇ હતી અને એમાં જ્ઞાનકિરણો નાચી રહ્યા હતાં

"બેટા ભક્તિ !" ગુરૂ બોલ્યા "આ અહી જ ત્હારો ત્હારા પ્રિયતમ સાથે હસ્તમિલાપ કરાવુ  દાંપત્યનો ત્હમને બન્ને દરેક હક્ક છે"

"ગુરો !" એક બાળકની નિર્દોષતા જેના મુખ ઉપર છાઈ રહી હતી તેની ભક્તિબાને કહ્યુ "આ પહાડ પર ભરાતું દરેક પગલુ મ્હારા પ્રેમને વધુ ને વધુ સૂક્ષ્મ બનાવતું ગયુ છે, અને આશ્રમના દર્શને તો 'હક્ક' એવા ભાવને જ મ્હારા જીગરમાથી ભૂસી નાખ્યો છે મહારાજ! હુ શક્તિની પૂજારણ છુ અને મ્હારા પ્રિયતમ પરની મ્હારી પ્રીતાગિરિ એ બીજુ કાઇ નહિ પણ એના બલનુ જ—એની શક્તિનુ જ આકર્ષણ છે એ બલને જેથી લેશ પણ ઇજા થવા સભવ હોય એવુ મ્હારાથી થવુ જ અશક્ય છે એટલુ જ નહિ પણ બીજાથી થતુ હોય તે પણ મ્હને અસહ્ય થવુ જોઇએ અને લગ્ન સંબંધમા તો બલની લૂટ અવશ્ય છે એ વિજેતા મ્હારો આદર્શ છે, પ્રભુ છે, મૂર્તિમંત મ્હારો આનંદ છે, હુ એની ખાખ છુ, કુરબાની છુ મૂર્તિમંત પગરણના છુ મ્હને 'હક્ક' કેવો? અને હક્ક પણ મ્હારા જ 'આનંદ'ની શક્તિ લૂટવાનો?—કારણકે હક્કમા તો લૂટ છે જ ભક્તિને હક્ક પાલવે જ નહિ એને તો એના આદર્શની સેવામા જ ખપી જવાનો લ્હાવો જ બસ છે હક્ક એની જો કોઇ ચીજ ખરેખર જ હયાતી ધરાવતી હોય તો તે મ્હારા ભાવસિંહ માટે રહેવા દો કે જેથી તે તે હક્કનુ અનહક્કમાં રૂપાન્તર કરવા સમર્થ બને"

"ભક્તિરૂપે વિચરતી ઓ સાત્ત્વિક શક્તિ!" ભાવસિંહ બોલ્યો "ત્હેં ઘડીભર અલગ રાખવાની મ્હારામા તાકાદ જ ક્યાં છે?

"બેટા ભાવસિંહ?" ગુરૂ બોલ્યા "મ્હારી 'મોજ'ની સાક્ષાત્ મૂર્તિ તરીકે, મ્હારા ભાવના સ્થૂલીકરણ તરીકે, મ્હારી સૂક્ષ્મ સૃષ્ટિના સંપૂર્ણ પ્રાગટ્ય તરીકે ત્હને મ્હારી દૃષ્ટિ સન્મુખ જોઇ

હું જાણું છું મારાં પ્રિયતમ તનુજો ! આવો, આવો આશ્રમની ગાબી અને જમણી 'પાંખો'માં પ્રવેશ કરી ત્યાં તમો ભાવ અને ભક્તિની દિવ્યતાઓ અમર તપો !

***

આશ્રમના મધ્ય દ્વારમાં જ્ઞાનદેવ ટટાર ગર્વિષ્ઠ ઉભો છે તેના બન્ને હાથ બન્ને બાજુના બીજાં બે દ્વાર તરફ ફેલાવેલા છે. આવા શબ્દ તેના મુખમાંથી નીકળતા ભાવમિશ્ર અને અને ભક્તિજાત તેની તરફ ઉત્સાહભેર દોડે છે જાણે કે ગંગા ને જમના મળવા સરિતા દોડી જતી ન હોય !

છેક નજીકમાં આવી પહોંચતા તેઓ કોઈક અલૌકિક જ દૃશ્ય ચોતરફથી જુએ છે ફેલાવેલા હાથવાળા ગુરૂના સ્થૂલ દેહનું એ જ આખરે પ્રકાશમાં રૂપાન્તર થઈ ગયું છે પ્રકાશરૂપ દેખાતા બેઉ હાથમાં ભાવ અને ભક્તિ અને મધ્યમાં આનન્દ એવા ત્રણે ફૂદડા મારતી અગ્નિજ્વાળારૂપે દેખાય છે

બન્ને તે તરફ ખેંચાય છે હોમાય છે અદૃશ્ય થાય છે

એક અખંડ જ્યોતિ કાયમ વિરાજે છે !

***

# Soliloquy of Jnandeva

## ज्ञानदेवनी आत्मगोष्ठि.

एक જ હતો અને एक જ છું મધ્યમા ભાવ અને ભક્તિના સંગી રૂપે દેખાયો કે જે ભાવ અને ભક્તિ મ્હારા સ્પર્શથી પોતાનું પ્રથક્પણ ભૂલી જઇ મુજસ્વરૂપ બન્યા !

“ भाव ( Concept, Thought, Ideal ) અને भक्ति (Devotion, force that materializes the Thought, gives motion to Ideal ) બન્ને વચ્ચે પ્રથમ યુદ્ધ અને પછી દાંપત્ય અથવા એકતા યોજનાર હું જ છું અને એ બન્નેની એકતા દ્વારા મ્હારો ‘ખેલ’ યા ‘વિલાસ’ પૂરા કરી લઈ હું જ ત્હેમને પાછા મ્હારા સ્વરૂપમા સુવાડી દઉં છું દ્વૈતમા અને અદ્વૈતમા, અનેકત્વમા તેમ જ એકત્વમા હું જ આનંદી રહ્યો છું —મ્હારો જ સર્વ ‘પસારો’ છે મ્હારી જ તનદુરસ્તીમાથી હું ભાવને પ્રકટાવું છું અને જ્યારે એ ભાવ મ્હારા જ શરીરનો આહાર કરી સંપૂર્ણ વિકસે છે ત્યારે મ્હારા જ શરીરમાથી ભક્તિનામક શક્તિને જગાડી ત્હેની સાથે ભાવને અથડામણમા નાખું છું, કે જે અથડામણ (Conflict) તેણીને ત્હેના પર શીદા બનાવી અટકે છે અને પ્રેમનું સ્વરૂપ ધારણ કરે છે તે પછી આત્મસંતુષ્ટ જોડું અનેક ‘ખેલ’ ખેલ્યા જ કરે છે—‘વિનાસ કર્યા કરે છે, અને વિલાસને અંતે મ્હારામા સૂઈ જાય છે

एक જ હતો તે હું एक જ મહા રહું છું ભાવ અને ભક્તિને મ્હારા જ વિલાસ ખાતર પ્રકટાવું છું તેમજ મ્હારામા સમાવી દઉં છું એક વખત ભાઈ-બ્હેન તરીકે, એક વખત વિગ્રહના બે પક્ષો તરીકે અને એક વખત દંપતી તરીકે પાઠ ભજવતા એ પાત્રો વિશ્રામ માટે તો સદા જીવતા છે !

“ આનો વળી પાછા ત્હેમને વિનાસ માટે જગાડું !”

# પ્રકરણ ૫ મુ

## Meeting of the Higher Instincts
## मस्तोनो विलास.

વૈરાનની મધ્યમા મસ્તોની મેહફીલ જામી છે પ્રારભમા મસ્ત ઉદાસી સાધ પથ એ ચારનો વિલાસ ચાલે છે પાછળથી જ્ઞાનદેવ ભાવસિંહ, ભક્તિગન આવી પહોચે છે તત્પશ્ચાત્ ધ્યાનાનદેન અને કુકડ જોડાય છે

મસ્ત આખો બધ કરી બેઠો છે બીજાઓ એને વાણી-વિનાસમા ઉતારવા માગે છે

ઉદાસી ( સાધ પ્રતે )—મિત્ર ! આજે કેમ ભના મસ્ત આખો બધ કરી ગો છે ?

સાધ — ઈક મસ્તીમા હશે !

પથ —પૂછવુ જોઇએ સાધ ! તું જ પૂછ એને જાણવુ તો જોઇએ કે કેમ તે આપણું બોલવુ સાંભળવાના પણ અખાડા કરે છે

સાડ઼—અહો પથ ! ત્હારો ચીનો હજી ભુસાયો નહિ ! શુ મસ્તની એ ત્રુધીતી પીછાન પૂછવાથી થઈ શકય છે ? એ બેહોશીનો 'નીશો' નથી, એ તો સ્વરૂપાનદમા જાગતી જીવતી 'મસ્તી' છે બેસતા, ઉઠતા, ફરતા શ્વાસ લેતા, તેમ જ સુતા પણ એ કેફ ચાલુ રહી અખડ આનદ આપે છે

પથ —એ ધુનીને તું આનદ કહે છે ? એવી હાલત થઈ જાય તો વ્યાપાર માત્ર અટકી પડે ! ભૂખ્યા મરવુ પડે ભૂખ્યા ! અને સત્સગ કે સવાદ પણ સુકાઈ જાય !

સાડ઼—ત્હારે હને હજી શાસ્ત્રીય સવાદ જ યાદ આવ્યા કરે છે ખરૂને ? પથજી મહારાજ ! જે જગા પર મસ્તોના તબુ પડે છે ત્હા સાધારણગણના બડવાઓ અને વિતડાવાદો અને હલાઈ ખ્યાલોને સ્થાન જ મળતુ નથી જેના હૃદયમા બ્રહ્મભાવ દઢિભૂત થયો છે હેને પછી શાસ્ત્રીય જોડકણાનો સવાદ તેમજ શોક, મોહ, દુખ કાઈ રહેતુ જ નથી મસ્તોની મેહેફીલમા નુગરા તકરારીઓ–શ્રમણામા જ ભટકનારાઓ–બેશી શકતા નથી સૂર્ય ઉગતા જ જેમ અધકાર આપોઆપ અદ્રશ્ય થાય છે તેમ બ્રહ્મભાવના પ્રગટવા સાથે જ અહ્દરથી અને આસપાસમા સઘળા ભ્રમો અને વિક્ષેપો સ્વત હ્ડી જાય છે અને સ્વરૂપાનદ પ્રગટી નીકળે છે સઘળુ ઐશ્વર્ય આપોઆપ ત્હા આવી પોંહચે છે અને સઘળી સિદ્ધિઓ ત્હા ઘર કરવા દોડે છે એમ હોઇ, એવા મસ્તોને વળી લોકોની અને લોકોતરના ગજ્યની અને લોકોને જોઇતા સંવાદોની પરવાહ કેવી ? લાપરવાહી એ જ ચૌદલોકની બાદશાહી છે ! 'પરવાહ' વાળાને ત્હા જવુ પણ ન પાલવે, જેમ સ્વમતુષ્ટ સિંહના મુકામ નજદીક જવુ પશુ–પક્ષીને પાલવતું નથી તેમ જેઓની પ્રકૃતિ વ્યાપારજ માગી રહી છે તે તો સ્વભાવત લજ્જા, શકા, ભયના ગજ્યમા રમે છે અને તેથી સદા તડફડતા હોઇ તેઓ સિંહ સમાન સ્થિરતા ધરાવતા સ્વસતુષ્ટ મસ્તોની સમીપ [illegible] ડરે એમનો એ ' ડર ' જ એમના

વ્યાપારની તેમ જ મસ્તોના આ । ની રક્ષા કરનાર થઇ પડે છે! એથી ભૂખ્યા મરવા પડવાની વ્હાર કોઇ માટે ચિંતા કરવાની જરૂર નથી ! અને પોતા માટે જ એવી ચિંતા થતી હોય તો પણ તે દૂર કરજો, કારણ કે મસ્તો પાસે કોઇ ભૂખ્યુ રહેવા પામતું જ નથી મસ્તો પાસે તૃપ્તિના ભ ાર પડયા હોય છે, કે જે લૂટાર ની જ રાહ જોતા હોય છે જેટલુ જે લૂટી શકે તેટલુ લેના આપનું! મરાવ માત્ર લુટવાની હિમ્મત અને ખ્મિતો છે !—રખે કોઇ મસ્તોની દયા' ખાવાના ભ્રમથી પાછી પાની કરે! 'દયા' પોતાથી ઉતરતા અધિકારવાળા પ્રત્યે જ થઈ શકે

ઉદાસી—અને એ લુટ માટે તો મસ્તને બોલાવવાની વાત થાય છે મિત્ર સાઈ! અહીં દયા માગતા કે આપતા ચોગ એોની ગધ વળી ત્હને ક્યાથી આવી ?

સાઈ—મસ્તભાવની મધાનીથી ઘણે ઉચે-પહાડ પર-બેઠેના મ્હારા પ્યારા દોસ્ત **उदासिन्**! મ્હારો જવાન મિત્ર **पथ** પ્રત્યે હતો—એને મસ્તને છછેડવાય છે અને વળી વ્યાપારો અટકી જવાની અને ભૂખ્યા મરવાની ચિંતાને વળગી રહેવુ છે એની એ ચિંતાએ મ્હને બોલાવ્યો

દોસ્તી—મિત્ર પથ ક્યહા નથી જાણતો કે જ્યહા **राम** ત્યહા **काम** ( કામના ) નહિ અને કામ ત્યહાં રામ નહિ? જે અંતઃકરણમા આનદ પ્રકટાવવો છે તે અતઃકરણમાથી પ્રથમ સઘળા અર્થામો રૂપી કચરા દૂર કરવા જ જોઇશે. તાકાદની માત્રાનો ખપ હશે તો પહેલા જુલાબ વડે પેટ માફ કરવુ જ જોઇએ. દોડા દોડની પહેલાં આરોગ્ય, તેમ 'મસ્તી'ની પહેલા ચિત્તશુદ્ધિ અનિવાર્ય છે જ્યહા સુધી ચિત્તના પ્રાગણમાં 'હુ દુર્બલ છુ' અથવા 'હું પાપી છુ' એવો ભ્રમ યા વિચાર હયાતી ધરાવે છે ત્યહા સુધી સ્વરૂપસુધી કે મસ્તીમાથી ઉદ્ભવતો શુદ્ધ વિલાસ મળ વતો જ નથી લૂટની તાકાત આરોગ્યનો પાયો માગે છે

[ મસ્ત આખો ખોલે છે ]

**મસ્ત** (ગભીરતાપૂર્વક)–ૐ સર્વત્ર આરોગ્ય જ વ્યાપ્યુ છે

**સા** ( પ્રફુલિત વદને )—આવ્યો છે, મિત્રો, આવ્યો છે કૃષ્ણ કુરુક્ષેત્રની મધ્યમા ! એ ગગનવિહારીના ગરૂડો પકડી પાડ્યા, ઉચે શિખર જઇ પહોચેલ મિત્ર ઉદાસીના બાણ વિજયી નીવડયા છે !

**ઉદાસી**—લૂટનાનો જ વ્યાપાર લીધો તો તો પહાડના શિખરનો ખપ કરવો જ પડે ! ( મસ્ત પ્રત્યે ) મિત્રવર્ય ! કાંઇક કહે, કાંઇક બોલ ત્હારૂ મૌન ભાઇને પાલવતું નથી

**મસ્ત**—શુ કહુ તે તુ જ કહે મિત્ર ઉદાસી !

**ઉદાસી**—શુ કરૂ તે જ કહે મિત્ર મસ્ત !

**મસ્ત**—બીજુ શુ કરવુ હતુ ? **વિચાર** જ કયા કર ! અને વિચારનોય અત લે

**ઉદાસી**—શાનો વિચાર કરૂ ?

**મસ્ત**—આત્માનો વિચાર કર અનાત્માનો વિચાર કર, ભ્રમનો વિચાર કર

**ઉદાસી**—( વિચારગ્રસ્ત થઇ )—આત્મા સત્ય ભાસે છે

**મસ્ત**—અને અનાત્મા તથા ભ્રમ ?

**ઉદાસી**—અહકારથી લઈ આખુ જગત્ મિથ્યા ભાસે છે

**મસ્ત**—ઠીક છે, પણ જરા ઉચા શિખરે ચ્હડ જરા વધુ વિચાર કર જ્યહા સુધી પોતાથી ભિન્ન એવુ જગત્ ભાસે છે ત્યહા સુધી પૂર્ણ 'સમાધાન' શક્ય નથી

**ઉદાસી**—હુ 'દ્રષ્ટા', અને જગત્ 'દ્રશ્ય' એવુ સ્હમજવા છતા પૂર્ણ સમાધાન ન થઇ શકે એનુ કારણ ?

**મસ્ત**—અનુભવ કરી જો ! તુ અને જગત્ એમ બે જ્યહા સુધી ઉભા છે ત્યહા સુધી **અથડામણ** ( conflict ) અને **ભય** છે જ અને ... 'બે'નું ભાન—ભેદદષ્ટિ જ છે

**ઉદાસી** —ઓહો ! અગ્નિરૂપે દેખાયો તો પણ કૃષ્ણ, પાન્ડવ-કૌરવ બન્નેના હૃદયમા વ્યાપક ! એને સદા સમ્પૂર્ણ સમાધાન ! દૃષ્ટા અને દૃશ્યનુ એકીકરણ અર્થાત્ આ સર્વ જગત્ હું જ છુ' એવી દૃષ્ટિ અથવા વિસ્તૃત ભાન એ જ સમાધાનનો ઇલાજ એ ઇલાજને અન્વય બોધ એવા નામથી અનુભવીઓએ ગાયો છે

व्यतिरेक गोळा अन्वयकी रजगीरी
हर-दमसे करते जाओ बडी मारगीरी !

**મસ્ત** —એ 'અન્વય બોધ' ત્યારે જ થઈ શકે છે કે જ્યારે પ્રથમ આત્મા અને જડજગત્' અથવા 'દૃષ્ટા' અને દૃશ્ય' એવો ભેદ સ્પષ્ટ થયો હોય અર્થાત્ વ્યતિરેક બોધ' થવા પામ્યો હોય.

**ઉદાસી** —ત્રણે ભૂમિકાની ત્રણ દૃષ્ટિઓ સ્પષ્ટ થઇ ? મૂઢ એટલે મોહગ્રસ્ત મનુષ્યને—અધોગી પર વસનારને—મિથ્યા જગત્ જ માત્ર દેખાય છે પોતે પણ નાશવન્ત શરીર હોય એવુ જ ભાન રહે છે એથી કાંઇક ઉંચે ચ્હડી જોવાની દરકાર કરનારને—વિવેકનો ઉપયોગ કરનારને—જડથી ભિન્ન એવો ચૈતન્ય ભાસે છે, 'દૃષ્ટા' અને દૃશ્ય' નુ ભેદ ભાન થાય છે અને હજુ વધુ ઉંચે ચ્હડી જોનારને બધુ એકાકાર લાગે છે બે ભાન અભેદ સ્થાપી અદૃશ્ય થાય છે હું સહિત સર્વ ચૈતન્યરૂપે ' એવુ ભાન થાય છે.

અને ઉદામીની પણ હાન તો તુષ્ણી સ્થિતિ છે દરમીઆનમા ચાલ તુ અને હું તે નવીન વ્યક્તિઓને દૂર જ થોભાવી જરા 'અસગ કરીએ—એટલે કે એમની ભૂમિકા જોઈ લઇએ

[ ૫ થ અને ભાઈ વિશેક કુટ ચાને છે એટલામા જ્ઞાનદેવ, ભાવસિંહ અને ભક્તિજનનો સગમ થાય છે ]

જ્ઞાનદેન —મિત્રો ! મસ્તની સવારી હમણા અત્રે સ ભળાય છે !

સાઈ—મસ્તની સવારી તો જ્યહાંની ત્યહા જ છે, પણ ભાઈઓ ! આપ ક્યહાંથી પધારો છો ?

ભાવસિંહ —મહાનુભાવ ! અમે હિમાલયના શિખર પરથી ચાલ્યા આવીએ છીએ

સાઇ —અહો પહાડી મનુષ્યો ! શિખરથી નીચે ઉતરી આવતાં કાંઇ જોયુ ?

ભાવસિંહ —કા નહિ ? અમે આંખને સદા સર્વત્ર સાથે જ રાખીને ફરીએ છીએ એ આંખે પાચ રસ્તાઓ પર બેઠેલા પાચ યોગીશ્વરો જોયા

સાઇ —પચભૂતોને કુશળ વર્તે છે ને ?

ભાવસિંહ —આગળ જતા પચ્ચીસ રસ્તાઓ ફૂટતા હતા જ્યહાં પચ્ચીસ યોગિનીઓ યોગ સાધતી હતી

સાઇ—એ પચ્ચીસે પ્રકૃતિઓ મઝામા જ હશે !

ભાવસિંહ —વળી ત્રણ રસ્તા જ દેખાયા, જ્યહા ત્રણ યોગીશ્વરો યોગ કરતા હતા

સાઈ—ત્રણ ગુણોને યોગક્ષેમ પૂછવા તહમે થોભ્યા હતા કે નહિ ?

ભક્તિજન —એ સૌ પોતપોતાનુ ક્ષેમ સભાળી શકે છે સાઇ ! અમે તો આગળ જ ચાલ્યા કીધુ અને વળી પાચ રસ્તાઓ ફૂટતા જોયા, જ્યહા પાંચ યોગિનીઓ યોગ કરતી હતી

સાઈ—દેવી ! એ જ્ઞાનેન્દ્રિયોને ત્હેં ઠીક પીછાની

ભક્તિજન —મિત્ર સાઇ ! અમે જરા આગળ વધ્યા તો

વળી પાચ રસ્તા અને તેના ઉપર યોગ કરની પાચ યોગિનીઓનો ભેટો થયો

સાઇ —શક્તિમૈયા ! એ કર્મેન્દ્રિયોનાં પરાક્રમ કાંઇ તું થી છૂપા નહિ હોય !

ભાનસિંહ —પછી પાચ રસ્તાઓ ઉપર પાચ યોગીઓ યોગ સાધના દીઠા

સા —અહો મિત્ર ! એ પાચ પ્રાણનો યોગ ખરેખર અદ્ભુત !

ભાનસિંહ—વળી ચાર રસ્તા પર ચાર યોગીશ્વરો ચૂપચાપ યોગ સાધના દેખાયા

સા —મન બુદ્ધિ ચિત્ત અહંકાર એવા ચાર નામ ધારણ કરી યોગ સાધનારા એ ઉસ્તાદોને ત્હમે ઠીક જોઈ લીધા !

ભક્તિજ્ઞાન —વળી ત્રણ રસ્તાને જોડનાર ત્રિકોણાકાર પૃથ્વી નજરે પડી જેના ત્રણે છેડે એકેક યોગીશ્વર યોગ કરતો હતો

સાઇ —એ જ તો સમષ્ટિ સ્થૂલ સૂક્ષ્મ અને કારણ શરીરો !

ભક્તિજ્ઞાન —એ ત્રણ રસ્તાઓને બીજે છેડે વળી ત્રણ યોગિનીઓ યોગ કરતી દેખાઇ

સાઈ—જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ નામક સ્થિતિઓ ત્હમને ભને દેખાઈ ! બીજા પણ અનેક યોગીઓને પોતપોતાનો યોગ કરતા ત્હમે જોયાજ હશે.

જ્ઞાનદેવ —મિત્ર સાઈ ! મ્હારા પુત્ર-પુત્રીએ જે જે રસ્તા અને રસ્તા પર યોગ કરતા યોગીઓ જોયા તે સર્વનું ત્હને બ્યાન કરી બતાવ્યું હવે તું જ ત્હેમને કહે કે એ સર્વનું ઉપાદાન કારણ કોણ

સાઈ —મિત્ર જ્ઞાનદેવ ! ત્હારાં સતાનોને શું કહેવું, પડતું હશે કે એ સર્વનું ઉપાદાન કારણ અથવા આધાર ~~ઝાઝા~~ અથવા અવિદ્યા (અજ્ઞાન) છે ?

**જ્ઞાનદેવ**—એ યોગ કરનારાઓ પૈકી જ્ઞાની યોગીશ્વરો કયા અને અજ્ઞાની કયા તે આ બાળકોને કહીશ ? મિત્ર !

**સાઈ**—ત્હારી ઈચ્છા જ છે તો ત્હારા બાળકો જાણે છે તે હું ખુલ્લુ કરી કહેવા તૈયાર છુ, કે, પાચ જ્ઞાનેન્દ્રિયો અને મન બુદ્ધિ, ચિત્ત, અહકાર ( અર્થાત્ ચાર અતઃકરણો ) એ નવ જ **જ્ઞાની** યોગીશ્વરો હતા, બાકીના સઘળા **અજ્ઞાની**

[ અજ્ઞાનદેવ શ્વાસભેર દોડતો આવી પહોચે છે ]

**અજ્ઞાનદેવ**—મહાનુભાવોની સેવામા હાજર છુ સેવકને યાદ કરીને સાઇએ કૃપા કરી છે !

**પથ**—અરે ? તુ વિલક્ષણ અને પ્રચડ હવાઈ શરીરવાળુ ડરામણુ સ્વરૂપ કોણ છે અને કયાથી આવે છે ? શુ પ્રયોજન છે વગર બોલાવે સંતોની મેહેફીલમા ઘુસવાની ધૃષ્ટતાનું ?

**અજ્ઞાનદેવ**—( ભયકર અટ્ટહાસ્ય કરીને )—જુઓ સંતોની સ્મરણશક્તિ ? હમણા તો મ્હને યાદ કરે છે અને જ્યહારે હજાર કામ છોડી તત્કાલ સેવામા હાજર થાઉંછુ ત્યહારે ભાનભૂલા થઇ પૂછે છે કે વગર બોલાવે આવનાર તુ કોણ છે! અને અધીરા થઇ પ્રશ્નો ઉપર પ્રશ્નોનો વર્ષાદ મ્હારા પર વર્ષાવી દે છે! મ્હારા દુખની વાત કોને અને કેવી રીતે કરૂ ? આખી દુનિયા મ્હને યાદ કરે અને મ્હારે પ્રત્યેકની સેવામા હાજર થવુ પડે,-ઘડીભરનો પણ આરામ મ્હને ન મળવા પામે આટલો કર્ત્તવ્યપરાયણ છતા સંતો તો વળી મ્હારા શરીરની ચેકડી કરે અને લાખ કામ છોડી શ્વાસભેર ત્હેમની આજ્ઞા સમેત હાજર થવાના ગુન્હા બદલ પ્રશ્નોની તીરબાજીથી ગભરાવી મૂકે! પણ ફીકર નહિ, એમ મઇ હું અનેક જમાનાનો ખાધેલો ઓછો જ ગભરાઇ જાઉં તેમ છુ! હું જો ગભરાઇ જાઉં તો બીચારા જગતનુ શુ થાય ? બધાનો વ્યવહાર જ અટકી જાય! એક ડગલુ પણ કોઇથી ભરી શકાય નહિં!

મૂખેથી ત્હારો નાશ કરવાની વાતો કરવા છતાં ત્હારૂં જ આતિથ્ય અને આજ્ઞાપાલન કરતા રહે એ યોજના શું ત્હારી ઓછી કંઈ છે?

અજ્ઞાનદેવ (પાછે પગલે ચાલતાં ચાલતાં)—જેની હયાતીએ જ મ્હને હયાતી અને મહત્વ બક્ષ્યું છે એવા ઓ મહાદેવ! કૃપા કરી ત્હમારૂં ત્રીજું નેન બંધ જ રાખજો,—મ્હને હજી ઘણું કામ બજાવવાનું બાકી છે. આપને યોગક્ષેમ વર્તે છે એટલું જાણવા પુરતું જ મ્હારૂં આગમન હતું. વિલસો આપ આપના ઇષ્ટ ભાનમાં, હું પણ વિચરીશ જગતને જીવતું રાખવા! (અંતર્ધાન થતાં થતાં ભક્તિજનના કાનમાં) તું આ મસ્તોની મેહેફીલમાં ઠીક આવી પહોંચી છે! હું હવે નિશ્ચિંત જઇ શકીશ કારણ કે ત્હારી હાજરી મસ્તોને વિનાશ પ્રેરી શકશે અને અક્રિયતાની એકરૂપતાના કંટાળાથી મુક્ત કરશે. કોણ જાણે છે કે તું અને હું એક જ છીએ! કોણ જાણે છે એ રૂપો ભેદ આપણા જનકનો કે જેણે એક જ વીર્યથી ત્હને અને મ્હને ઉત્પન્ન કરી એમ્ને ભયાનક અને એકને આકર્ષક નામ તેમ જ રૂપ આપ્યાં હતાં! મસ્તો અને પથો પણ ભ્રમણામાં જ રમે છે. અજ્ઞાનથી ડરે છે અને ભક્તિથી તરે છે વળી પાછા માયાને ગાળ દે છે અને બ્રહ્મને માળા આરોપે છે! પણ એ ભ્રમણા જ એમની કાર્યસાધક શક્તિ છે—તે જ હું છું—તે જ તું છે, એ જો પ્રગટ કરીએ તો જોઈ લો મનોની ક્ષમાનો ખડખડાટ! મઝા છે, મઝા! ખૂબી તો જો કે ત્હને પાપિણી કહી ધિક્કારનારો ભાનસિંહ જ ત્હારો સ્વામી થયો અને ત્હારા મહિત ત્હેને જ્ઞાનદેવના આશ્રમમાં કાયમનું સ્થાન મળ્યું! હમણાં તું જે મસ્તની મેહેફીલમાં જવા માગે છે તે ત્હારા જવાનો આશય કોઈ શું સ્હમજી શકનાર છે! મસ્તને પણ ત્હારી રૂપી સહાય વિના વિનાશ કરવાનું શક્ય જ ક્ય્હાં છે? એ જામેલા બરફ માટે પીગળીને વહેવાનું—વિરમવાનું ત્હારે જ શક્ય છે કે જ્હારે ભૂમિકારૂપે તું પ્રથમ હાજર થઇ હો. તેથી જ તો, એ

મ્હારા સગા બાપની બેટી ! મસ્તરાજ ત્હારી હાજરીથી બરાબર ખીજશે અને ત્હારી સુઝ નહિ પણ મદદ કરશે એ ઉસ્તાદ જેવા કરતા અનોખી મૂર્તિ છે ! જ્ઞાન–અજ્ઞાન બન્નેને ઘોળી પી ગયેલો અને પાખાના ઢંકમાં ચકચૂર રહેતો એ બહુરૂપી ઘડીમાં મુગ્ધાન અને ઘડીમાં જ્ઞાન તેમજ ક્રિયાના ક્ષેત્રમાં અદ્ભુત યુદ્ધ ખેલતો વીર બની જાય છે અને એના ખરા સ્વરૂપ સબંધી કોઈ કાંઈ જાણવા જ ન પામે એવા ઢાંકપીછોડા પોતા ઉપર નાખતો જ રહે છે બીજાઓ અને આના વચ્ચે કાંઈ તફાવત હોય તો તે એ જ કે બીજાઓની [illegible] છે કે જેને તેઓ ઢાંકી શકતા નથી જ્યારે આને બહુરૂપ પણ છે જે પોતેજ એ બીજાથી પોતાને છુપાવવા ખાતર રચાયેલા છે અને જેને તે પોતાની આવશ્યકતા અનુસાર દૂર કરી શકે છે તેમજ બદલી શકે છે ભ્રમ ઉત્પન્ન કરવાનું ત્હેનામાં ગજ છે, પણ ભ્રમ કોઈ એને અસર કરી શકે નહિ. પણ હવે હું "જા લઈશ પાછી મ્હારા નામની પોક પડે છે ! બ્હેની તું અમર તપ ! "

( જ્ઞાનદેવ શ્રામણેર દોડી અદૃશ્ય થાય છે )

ભાવસિંહ—ઓ ! ચાલીશું હવે આપણે મસ્તના નેપથ્યમાં ? કે હજી કાંઈ રહી જાય છે પ્રવેશક પરીક્ષામાં-ચૂનના ? સાંઈ ત્હમે પણ નાગાભોગા બાપુ રખાતા છતાં દાવપેચમાં અધૂરા નથી ! કહેવામાં તો એમ કહો છો કે મસ્તની મહેફીલમાં વિધિ–નિષેધ કે કાનુન જેવું કાંઈ હોતું નથી અને અમે પ્રત્યક્ષ જોઈએ છીએ કે એ મેહફીલમાં પ્રવેશ કરવા ઇચ્છનારની પરીક્ષા કરવાનો નિયમ તો ત્હમે ચૂકયા નથી !

સાંઈ—( સ્મિતપૂર્વક ) —જે નિયમને માનતો નથી તે જ ખરેખર નિયમો માને છે અમારી પ્રકૃતિએ ખાતરી કરી લીધી કે અમારા આનંદને પ્રતિકૂળ તત્ત્વ તો કોઈ નથી આવવા માગતું !

જ્ઞાનદેવ—એટલી ખાતરી કરવાની ખટપટ પણ સાંઈ અને

પથને માટે જ છે ! બાળ મસ્તની તો પ્રકૃતિજ એવી છે કે એની સ્હામે એને પ્રતિકૂળ એવું કાંઈ આવવા જ દે નહિ ! એને એટલી 'સભાળ' કે 'સાવચેતી'ની પણ જરૂર નથી રહેતી એ જ એની વિશેષતા છે

પથ —એ વિશેષતા, એનો લાભો મહાગમ હોવા છતા, આજે પહેલી જ વખત અને ત્હારી મદદથીજ હું જાણી શકયો તુ ભલે આવ્યો, દોસ્ત ! ચાલો બધા મિત્રો સાથે જ બેસીને વિલાસનું આસ્વાદન કરીએ મિત્ર ઉદાસી વગેરે પણ રાહ જોતા હશે.

[ મસ્ત, મસ્ત મેહેફીલમા જઈ મળે છે ]

જ્ઞાનદેવ ઉપર નજર પડતા મસ્તની આખ અને ઉદાસીનો ચહેરો સવિશેષ પ્રકાશે છે એ જોઈ પથ પૂછે છે મિત્ર મસ્ત ! આ મુલાકાતથી એવુ શુ પ્રાપ્ત થઈ ગયુ કે આખો પોતાનો સતોષ છૂપાવી પણ શકતી નથી ?

મસ્ત —જે ગુમાયલી ચીજ આખા વિશ્વમા ગોતવા છતા હાથ લાગતી નથી તેમ જ હજાર જુગાર કરવા છતા નવી નીપજાવી શકાતી નથી તે ચીજથી, વગર પ્રયત્ને, સહજમા ભેટો કરાવી આપનાર મિત્રને જોઈ કોણ ખુશી ન થાય ?

ઉદાસી —ખરે પોતામા સ્વાભાવિક રીતે રહેવો આનદ અધ્યાસોથી દબાઈ જાય છે ત્યારે જ્ઞાન જ અધ્યાસોને હટાવી આનદને પોતાની મેળે પ્રકટી નીકળવાની સગવડ કરી આપે છે

ભાનસિહુ —હું પોતે જ આનદ છુ, અધ્યાસો એ તો મ્હારા પ્રકાશને સવિશેષ ગૌરવ આપવા ખાતર જ હયાતી ધરાવનાર વાદળા કે નાટકનો પડદો ( back ground ) છે, એવો ભાવ—દઢ વિશ્વાસ એ જ જ્ઞાનીનુ જ્ઞાનીપણુ

ભક્તિજીવન —પડદો અને ઍક્ટર બન્ને મળીને જેમ નાટક બને છે, તેમ જ આનદ અને અધ્યાસો મળીને બ્રહ્મ બને છે પૂર્ણ પુરૂષમા પ્રકૃતિ સમાયલી જ પડી છે

સાઈ—બાબા આ મ અને બીજી હુવા ક' દહાડે જૂનાં હતા ? આદમ એકલો જ હતો ત્હારે ત્હેને ખબરે નહોતી કે હું એકલો છુ તે એવો થયો તે પણ પોતાની જ પાસગીમાથી પ્રયકૃ થયેલી બીજી હુવાથી—ભક્તિ-ક્રિયારીનતાથી અને જ્હારે આનંદ સ્વરૂપ આત્મ અને એના આનંદનું ભામવાપણું એમ બે થયા ત્હારે એ બે વચ્ચે આખુ વિશ્વ ભામમાન થયુ !

પથ—અહો મીયા ભાઇએ તો મહાદેવી માયાનું સ્તોત્ર ગાવા માન્ડ્યુ ! સાઇઓ પણ અનિત્યને મહત્ત્વ આપવા લાગ્યા !

સાઈ—મહત્ત્વરૂપ આત્મનો જ્હાં પણ હાય પડે ત્હા મહત્ત્વ આપોઆપ આવે છે, બાકી સાઇ કે પથ શુ કોઇને મહત્ત્વ આપી શકવાના હતા કે કોઇનુ મહત્ત્વ છીનવી શક્વાના હતા ? બીજી હુવાને મહત્ત્વ મળતું પણ હોય તો પણ તે બાબા આત્મને જ આભારી છે અને ત્હે શુ કહ્યું ?—માયાને અનિત્ય કહી ? જો જગતમા તુ અને હું ચાલીએ ફરીએ છીએ અને જીવતા દેખાઇએ છીએ તે જગત્ આખુ જો અનિત્ય હોય તો માયા પણ અનિત્ય છે અને જગત્ અનિત્ય ન લાગે તો માયા પણ અનિત્ય નથી આપણા જ ભાવો નિત્યતા-અનિત્યતા સ્થાપે છે આપણે તો નિત્ય અનિત્ય બન્નેથી ઉપરના શિખરે સ્થિત છીએ સ્વતન્ત્ર પુરૂષ ઇચ્છા મુજબ નિત્યની કે અનિત્યની ભૂમિની હવા ખાવા નીકળી પડે છે અને પરતન્ત્ર મનુષ્ય અનિત્ય ભૂમિ પર નિત્યને માટે મથ્યા કરે છે !

ભક્તિજન—પતુજી—નહિ પથજી ! (હું ભૂલી—ભૂલવુ અને ભૂલાવવુ એ તો મ્હારો ધર્મ છે !) પુરૂષનુ વર્ણન કરવુ કાઇક સહેલુ છે પણ અમારૂ વર્ણન કરતા હજાર રીતે બધાઇ જવુ પડે તેમ છે જોયુ ? માટે જ તો ત્હમારા વર્ગમાના મ્હોટામા મ્હોટાઓ—મહા ઋષિઓ પણ—અમને અનિર્વચનીય કહીને મુગા રહ્યા ?

ભાનસિંહ—ખરો પુરૂષ પોતાની પત્નીનુ નામ લેતા

શરમાય જ ! બહુ તો ' હવે ! ' કે ' અલી ' એવા અર્થ વગરના શબ્દથી જ અબોધે ! એ કાંઈ પુરુષની અશક્તિનુ પ્રમાણુ નથી !

**ભક્તિજ્ઞન** —કારણુ કે ખરો કે આખો પુરૂષ અનીથી એટલો જોડાયલો રહે છે કે બેઉમા કોણુ 'આશ્રય' કે કોણુ 'વિષય' છે તે કહી શકાય જ નહિ

**સાઈ**—હા, માઈ! બ્રહ્ન ત્હારો આશ્રય છે તેમ જ ત્હારો વિષય પણ છે તુ ત્હેના આધાર પર છે અને તુ જ ત્હેને ઢાકનાર છે

**મસ્ત** —ભ્ના મિત્ર જ્ઞાનદેવને મન ' સમાધાન જ તત્ત છે, શકા તો શુ પરતુ આશ્ચર્ય પણ થતુ નથી ! કોણુ પહેલુ અને કોણુ પછી, એવો પ્રશ્ન જ ત્હેને ઉભવી શકે કે જેણે એકથી વધુને જોયા હોય, જે કાળને પોતાની અ ર નહિ પણ માથા ઉપર કલ્પતો હોય ! ' આધાર ' કે ' ઢાકનાર ' એવા ખ્યાલ પણ ત્હેને જ થાય કે જે ' ક્ષેત્ર 'મા વસતો હોય ! હોવુ અને ન હોવુ એ બાબતની શકા કે નિર્ણય ત્હેને જ સૂઝે કે જે ભાવોમા ભટકતો હોય !

**જ્ઞાનદેવ** —ત્હારા જેવા મસ્તરાજ !! સુખેથી મ્હારા મિત્ર અજ્ઞાનદેવની ગૂઢાર્થભરી મશ્કરી થતી ન ઘટે ! હું હાથમા પાણી બતાવી અજ્ઞાનદેવના હાથમા સોપુ છુ અને તે તે જ પદાર્થ વગળરૂપે દેખાડે છે, વળી કોઈને બરફરૂપે દેખાડે છે—એ તો અમારો પરસ્પરનો સ કેત છે ! એક જગાએ દિવસ અને બીજી જગાએ રાત્રિરૂપે દેખાવા માટે અમે બન્ને મિત્રો કામ વહેચી લઈએ છીએ ( મસ્તના કાનમા ) અને કહી દઉં કે હવે ત્હારૂ માયાવીપણુ ?—મ્હને ત્હારા જમણા હાથ તરીકે અને અજ્ઞાન દેવને ત્હારા ડાબા હાથ તરીકે વાપરી એક હાથથી ચીજ છૂપાવી બીજા હાથમા બતાવવાનો ખેલ કરનાર ઉસ્તાદ તુ જ કે કોઈ બીજો ?

**મસ્ત**—શુ પાછુ જ્ઞાનનુ વમન થવા લાગ્યુ કે? જો પે તુ નાચતુ-કૂદતુ-ગાતુ ભુલભુલ કોણ આવે છે?

ફક્કડ—મળી અકડાઇને છોડી બેઠેલો ફક્કડ મસ્ત મેહેરીનની ખુશબોથી ખેંચાઈ આવે છે આજ્ઞા માગવાના વિવેકની પણ અક્ડાઈ એને પાલવની નથી

**પંચ**—મિત્ર કયા વિચારથી ત્હમારી અકડાઈ છૂટી તુ ફક્કડ થયો તે કહેગે?

**ફક્કડ**—આ સાડાત્રણ હાથના, પાચ ભૂતોથી વસાયના, ભાડૂતી સ્થૂલ દેહને અર્થાત્ ત્હેના બંધારણને વિચારપૂર્વક જાણી લેવાથી 'દેહ એ હું' એવુ ભાન ઓગળી જાય છે એ **સ્થૂલ દેહમા દૃષ્ટા'નો વાસો નેત્રોમા છે, સ્થૂલ ભોગ જાગ્રત્ અવસ્થા છે, વાણી વૈખરી છે,** પણ એ સઘળુ હુ નથી એવો જો બોધ અતરમા થઈ જાય તો પછી એ મઘળાને કોઈ મારે કે પૂજે નિંદે કે સ્તવે તેથી એને **ઓળખી લેનાર** ફક્કડ પુરૂષને સ્નાનસૂતક કાઇ ન હોઈ શકે હર્ષ યા ખેદ ન થવા પામે. કારણ કે ફક્કડ તો ગુરૂના **અનુભવરૂપ** ચરણોમા લીન થયો! આયનામા મુખ પ્રતિબિંબરૂપે દેખાય છે ખરૂ, તથાપિ ખરેખર તો મુખ આયનાથી ભિન્ન જ હોય છે આ પ્રમાણે વધુ આગળ વધીને જોવાની જ્હારે લગની ઉત્પન્ન થાય છે ત્હારે મનની અદરની

આનંદ જ થાય, એટલે નિંદ્રાનો ભે પણ 'વસ્તુ' થઈ જાય ! હજુ આગળ વધવુ અને સ્થૂલ તેમજ સૂક્ષ્મ બન્નેનુ જે **कारण** કે જે **अज्ञान** છે તે પણ દૂર થઈ તેહેને સ્થાને **चौथरूप** આસન સ્થિર થવા દેવુ મિત્રો ! **कारण रूप सुषुप्ति** અવસ્થા છે અને આનંદના ભાસની પ્રાપ્તિ હૃદયમા થાય છે, પણ એ મઘળાઓની વસ્તી વસ્તુ' થઈ, એ ત્રણેનુ એકાકારપણુ થયુ, જ્ઞાનરૂપ ભરાઈ ગયો, અને ત્યાર બાદ જ આત્માનો બોધ થયો અહો મિત્રો ! સદ્ગુરૂ સમેત આત્માની ભેટ થતાં જ ત્રણ ગુણોરૂપી ત્રિપુટી તો ઉડી જ ગઈ અને તેહેને સ્થાને ફક્ત **अनुभव** જ ટેગી રહ્યો મિત્રો ! સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ દેહોનું જે **ज्ञान** તે જ **'महा कारण'**, પરન્તુ એ 'મહાકારણ'નો પણ **साक्षी** તો **पोते** જ રહ્યો ! તુર્યાવસ્થા પણ, જેવી રીતે ઝાડ પરથી ફલ પાકીને ટૂટી પડે તેવી રીતે ધનાઈ ગઈ એટલે પછી **पोते** જ **साक्षी** થયો પછી તો એ **साक्षीपणु** પણ ધનાઈ જઈને વસ્તુત **'वस्तु'** જ થયો-રહ્યો !

સાઈ—ખૂબ કહી, મિત્ર ફક્કડ ! ભલે આવ્યો તું આ મેહેફીલમા !

ફક્કડ—એ 'હું'-'તુ' મ્હારી પાસે નથી
સાઈ—ત્હારે બીજા કોની પાસે છે તે ?
ફક્કડ—જે 'પૂછે' તેહેની પાસે છે
સાઈ—ત્હારે તો **हम-तुम दोनो चूप !**

[ બન્ને તુષ્ણી થાય છે ]

* *
*

— પથ—મિત્ર મસ્ત ! તુ કાઈ જોવા-સાભળવા-બોલવા સબધી નવી કળા કહેતો હતો ને ?

મસ્ત—નવુ કાઈ જ નથી બધુ અનાદિ છે ! જો સાભળ જે એક **परमात्माने** ભજતો નથી તે 'માણસ' નહિ પણ 'પશુ' છે જહેની આખો ... જ્યોતિને જુએ છે તેહેની આખો

પછી બીજા કશાને જોતી જ નથી (બધુ એને જ્યોતિરૂપ જ લાગે છે) જેણે એક વખત પરમાત્માના અનાહત નાદને સાભળ્યો છે ત્હેના કાનો પછી શાસ્ત્રોના શબ્દોને, ન્યાયના ચુથણાને, દુનિયાના લોકોના બકવાદોને તેમ જ નિંદાસ્તુતિને સાભળી શકતા જ નથી જેણે પોતાનુ દીલ તે **एक** પરમ પ્રેમીને અર્પણ કીધુ છે તે પછી બીજા કોઇ કે કશાથી પ્રેમ કરતો નથી જે તે **एक** જ્ઞાનસ્વરૂપમા ધનાઈ ગયો છે ત્હેને પછી દુનિયાના સઘળા વિષયો તુચ્છ' લાગે છે આ અજબ પ્રકારની મસ્તી જેનામા પ્રગટ થાય છે ત્હેની આખો સઘળુ દૃશ્ય જોતા છતા કાઈ જ જોતી નથી, કાનો સાભળતા હોઇને પણ કાઇ જ સાભળતા નથી, મ્હો બોલતું હોઇને પણ અબોલ છે તે સઘળુ કરીને પણ અકર્તા છે સઘળુ ભોગવીને પણ અભોક્તા છે કારણ કે **जाग्रत**મા પણ ત્હેની હાલત **सुषुप्ति**વત્ થાય છે

પથ —પિણ્ડ-બ્રહ્માણ્ડનો આવો અત્યતાભાવ જેણે કર્યો છે તેવા મસ્તોની મેહેફીલમા ભિન્ન ભિન્ન ધર્મો સંપ્રદાયો અને વાડાઓ સ્થાપનાર મિથ્યાભિમાનીઓને દાખલ ન કરવા જોઇએ

**મસ્ત** —નહિ મિત્ર નહિ મસ્ત મેહેફીલને કોઈ કે કશુ મર્યાદિત કરી શકે નહિ જે આવવા માગે અને આવી શકે તે તે સર્વે માટે આપણા દ્વાર ખુલ્લા જ હોય **'यार' को 'यारी से काम-'फैलों'से नहीं!** મસ્તોનું હૃદય સર્વ ધર્મોનું ઉત્સવસ્થાન છે વિશ્વસમ્મેલનનુ મંદિર છે જ્યહાં મસ્તોના મોરચા પડયા હોય ત્યહાં સાધારણ લોકોના મિથ્યા બખાળા નીકળી જ શકતા નથી પરમ ઐશ્વર્યના કિરણો મોહ ક્રોધ, લોભના થરને પીગળાવી નાખવાને પુરતા સામર્થ્યવાન હોય છે મનુષ્ય ભલે ગમે તે ધર્મને સેવતો હોય પણ તે તેણે **હૃદયમા**—માતા જેમ ગર્ભને ધારણ કરે છે અને સેવે છે તેમ—'ધારણ' કરવો જોઇએ અને 'સેવવો' જોઇએ સ્ત્રી જેમ પોતાને વધુમા વધુ પ્રિય હોય ત્હેની જ પાસેથી

એ ચેહુ તત્ત્વ ગર્ભમા ધારણ કરે છે તેમ પુરૂષે પોતાને વધુમા વધુ પ્રિય હોય એવા પાસેથી જ ધર્મબોધ ઍચવો જોઇએ સ્ત્રી જેમ નવ માસ ગર્ભની રક્ષા અને અભિવૃદ્ધિ તરફ નજર રાખીને જ સઘળો વ્યવહાર કરે છે અને એ જ દૃષ્ટિબિંદુથી છોડવા યોગ્ય છોડે છે, તેમ ધર્મીએ ધર્મના બોધને જાળવી રાખવા અને વિકસાવવાના દૃષ્ટિબિંદુથી જ સર્વ વ્યવહાર કરવો જોઇએ આ પ્રમાણે પૂર્ણ **વિકસાયમાન** થયેલો ધર્મ જ—પછી તે ગમે તે ભને હો—ધર્મીને પોતાને નીચે પડતા ધરી રાખે છે અને આગળ વધવાને અવકાશ આપે છે જેને જે ભાવથી રક્ષો તે જ તેવી રીતે તમને રક્ષે આ રીતે જેઓ કોઈ પણ ધર્મને સેવે છે તેઓ પોતે પણ જાણવા ન પામે એવી રીતે વિકાસ પામતા પામતા પથ અને વાડાને વટાવી જાય છે અને વિશ્વભાવના અમર્યાદ મેદાનમા પોતાને જુએ છે ત્યાં પછી ધર્માંધપણુ જ નથી તો શત્રુતા અને ઝઘડા અને વિતંડાવાદ અને ધર્મયુદ્ધોની કે નિંદાસ્તુતિની ગંધ પણ કેવી ? 'સઘળાથી પ્રેમ કરો' ! 'જુદાઈ ન રાખો !' 'સઘળા ધર્મો સરખા છે' ! એવા મિથ્યા બકવાથી કે એવા ગોખણોથી કાંઈ આ **પરિણામ** ન આવી શકે, હવાઈ ખ્યાલોને નહિ પણ ચિત્તમા ધારણ કરેલી પ્રિય ભાવનાને બળકર શ્રદ્ધાથી—પ્રેમથી—નિશ્ચયથી પકડી રાખીને જેઓને આગળ કુચ કરતા શિખવવામા આવે તે જ ખરો ધર્મી બને અને પછી તે જ વિધર્મીને પણ સમ દૃષ્ટિથી જોતા આપોઆપ શિખે અને છેવટે અધર્મી બનવા પામે બાકી જેઓ 'ધર્મના નામે લડે છે કે નિંદા કરે છે તેઓ તો ધોબીના કૂત્તા છે, જેઓ નથી ઘરના કે નથી ઘાટના ! બીજાઓનો લાખોનો માલ લૂટતી વખતે એમને એમનો ધર્મ આડો આવતો નથી જો કે તે માલ **બીજાનો** છે અને માત્ર **બીજાનો** ધર્મ તેઓ લઈ તો શુ પણ જોઈ પણ શકતા નથી કારણ કે તે **બીજાનો** છે ! પોતાનો ધર્મ જ જેઓ જાણતા નથી તેઓ જ આવુ હસ્યગુ

કરે છે સાધારણ વર્ગમા રહેલો વહન કરવાનો અર્થાત્ અનુસરવાનો સ્વભાવ અને ધૂર્તોમા રહેલો શિકાર ખેલવાનો સ્વભાવ, એ બેના સંયોગથી દુનિયામા મુખ્યત્વે આવુ જ દૃશ્ય નજરે પડે

ફક્કડ —મિત્ર **પથ**! ત્હારે તો દુનિયામાથી પથો નાબૂદ કરવાને ત્હારે જ કમર કસવી જોઈએ!

**પંથ** —એ ટકારની કાંઈ જરૂર નથી દોસ્ત ફક્કડ! મિત્ર મસ્તે વાતવાતમા કહી દીધુ તેમ હુ વાતવાતમા વર્ત્તતો આવ્યો છુ હું તો રાહદારીઓને એમ સીધો રસ્તો ચીંધી માર્ગે ચ્હડાવ્યા બાદ જેમ જેમ રાહદારી આગળ ચાલતો જાય છે તેમ તેમ પથ કાપતો જાઉં છું પથ બતાવનાર હું તેમ જ પથ કાપનાર પણ હુ જ છુ તે કેટ્હા મૂર્ખાઓ જાણે છે? લોકો તો રસ્તાને વળગી બેસે છે–પરણી બેસે છે–બાથ ભરીને ચોટી રહે છે અને મુખેથી પ્રાર્થનાની બૂમ મારે છે કે "હે મ્હારા એકલાના કલ્યાણ ખાસ દેવ! ત્હારી વાહવાહ કોઈ કરે યા ન કરે પણ હું તો ત્હારી એટલી સેવા જરૂર કરીશ અને એ નામે તું મ્હને ત્હારી મુક્તિ સુંદરીમા ઝટપટ ભાગ આપજે!" આવાને ખુદ બ્રહ્મદેવ પણ શુ કરી શકશે? એક છોકરી પણ આટલુ તો જાણે છે કે, જન્મ લેવા માટે અને બાળકપણુ પસાર કરવા માટે એક ઘર અનુભવ લેવા માટે **બીજું** ઘર અને છેવટ બધુ ન્હાંખી નાખવા માટે ત્રીજુ ઘર કરવુ પડે કન્યા ધર્મ વધુ ધર્મ અને ત્યાગ ધર્મ એમ જૂદા જૂદા ધર્મોમાં થઇને તેણીએ પસાર થવુ જોઈએ અને પુરૂષે એક જ ધર્મમા પડી રહેવુ છે–ના ધર્મ માં પણ નહિ માત્ર ખ્યાનમા–ગર્ભ મા!

**સાઈ** —રે ગર્ભ પણ ગાઢડા દુર્ગંધમય સ્થાનમા માત્ર પક્વ થવા ખાતર જ પડી રહે છે પછી તો બ્હાર નીકળવા તરફડાટ થાય છે અને એને ધારણ કરનારને દુ ખ થાય તો પણ બલાત્કારથી બ્હાર નીકળી આવે છે

ભાવસિંહ —વ્યક્તિ એ સમષ્ટિની જ પ્રતિકૃતિ હોઇ દરેક વ્યક્તિ અતૃપ્ત-અસતુષ્ટ જ દેખાય છે, કારણ કે ગમે તેટલું મેળવ્યુ હોય પણ જે પૂર્ણ એક વખત ત્હેની પાસે હતુ અને જ્હેનુ છૂપુ ભાન તો ત્હેનામાં છે જ ત્હેના મુકાબલામા બધુ ઓછુ જ લાગે અને વધુ ને વધુ મેળવવાની ઇચ્છા રહ્યા જ કરે ભીખારી શ્રીમત બને તો પણ રાજાને જોઇ પોતાનું સુખ અપૂર્ણ લાગે, રાજ મળે તો ચક્રવર્તીને જોઇ ઇર્ષા થાય, અને ચક્રવર્તીને ત્રિલોકના રાજ્યની ક્ષુધા થાય આમા ન થવા યોગ્ય કાઇ થતુ નથી પૂર્ણને અપૂર્ણથી સંતોષ ન જ થવો જોઇએ પરન્તુ આગળ વધવા વિના નવા જ્યો નથી, અને મેળવેલી પ્રાપ્તિને પૂરૂ કર્યા વિના આગળ વધ વાનું નથી 'મેળવો, અનુભવો, પૂરૂ કરી આગળ વધો' એ જ પૂર્ણતા પ્રાપ્તિનો મ ત્ર છે આ રીતે જેઓ કોઇ પણ ધર્મને સ્વીકારે તેઓમા તેઓની પ્રગતિ જ શુદ્ધ પ્રેમ ઉત્પન્ન કરી આપે છે, કે જે પ્રેમ યજ્ઞરૂપે છે, શક્તિરૂપે છે, આનદરૂપે છે

અભિજાન —કેવુ સુદર સત્ય કહ્યુ, મ્હારા અધિધાન! પ્રેમનો સૂર્ય જે હ્રદયમા પ્રકટે છે ત્હેને સર્વત્ર પ્રકાશ જ દેખાય છે એ હ્રદયનુ કિરણ જડ પર પડે તો ત્યહા પણ થનથનાટ મચાવે છે પણ પોતાપણાને હ્રદયની ભૂમિ પરથી બાળી નાખે તો જ ત્યહા સૂર્ય પ્રગટી શકે પ્રેમ જબરો યજ્ઞ માગે છે અને એ યજ્ઞ પછી તો કદી જાય નહિ એવુ મગ્ન આપે છે અને પરમ સ્થાન આપે છે કે જ્યહાથી કોઈ હટાવી શકે જ નહિ

સાઇ—વાહ મૈયા, વાહ! 'પડે જબ ઇશ્કકે ફદે, ગયે ઘરબારસે લૂટે
મજે લૂટે ઉન્હોંને, જો હર હાલસે છૂટે!"

પવ —( મજાકમા ) વાહ, ખુબ કહી! ઘરબાર લૂટાવી દેવા હોય તે પડશે એ ઇશ્કના ફદમાં! આજ તો લોકોને બીજાના ઘરબાર લૂટવાં છે,—જો કે લૂટવાનુંય બળ તો એમનામા નો છે નહિ!

જ્ઞાનદેવ—અને ક્યાંથી હોય! બળ તો નવું નવું ખાવું, પચાવવું, અને બહાર ફેંકવું એ ત્રણે ક્રિયાઓ અનુક્રમે અને નિરંતર ચાલુ રાખે ત્યારે જ બની શકે છે માત્ર ખાધા જ કરે એ તો મરે કે સડે પચાવવારૂપ તપ અને ફેંકવારૂપ ત્યાગ એ બન્ને પગ પર લાંબો કાળ ચાલ્યા કરે ત્યારે જ ખરી બળ પ્રગટે, અને બળી તો કુદરતી સ્વભાવરૂપ હોય.

ઉનાલી—પણ ઉંચી ભૂમિકા પર વસનારા જીવો એવા પ્રકાર ફરમાવે નવરા થતા નથી. દાખલા તરીકે મિત્ર મસ્ત! એની મસ્તીને રોકનાર કોણ છે આ લોકમાં? કાળ પણ ત્હેની સામે આવે તો માપો જાય! એક સ્થાને પડ્યા રહી સડે તેવાં દૃશ્ય કાળ સહન કરી શકતો નથી તેથી આરોગ્ય અને સૌંદર્યનો શોખી કાળ તેવાને ઉપાડી જાય છે પણ સહજાસહજ જેનામાં ખાવા-પચાવવા-ફેંકવાની ક્રિયા નિરંતર ચાલ્યા કરે છે અને પરિણામે જે "ક્ષણે ક્ષણે નવો" અને નવા આરોગ્યવાળો રહે છે ત્હેને સ્પર્શ કરવાને પણ કાળની હિંમત ચાલે નહિ.

જ્ઞાનદેવ—ઠીક સમજણ કરાવ્યું બહારના પદાર્થોની અંદર અંદર થાય છે એનું કારણ એ છે કે જ્ઞાનેન્દ્રિયોની સહાયથી બહારના પદાર્થોનું જ્ઞાન અંદર જાય છે અને એ નવા ખોરાકથી વધેલી અંદરની શક્તિ પાછી કર્મેન્દ્રિયો દ્વારા બહાર ફેંકાય છે આ પ્રમાણે જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો પોતાની નિરંતર ચાલતી ક્રિયાથી બળ વધુ ને વધુ પ્રમાણમાં પ્રગટાવતી રહે છે બન્નેની ક્રિયા ચાલુ રહેવી જોઈએ જો કોઈ મનુષ્ય માત્ર બહારથી જ્ઞાનને ભરતો જાય અને અંદરના બળને બહાર કઢાડવાના અભ્યાસ । તો તે બળવાન થવાને બદલે ઉલટો સડવા જ પામે પોથાપંડિતોમાં કુવ્વત નથી હોતી એનું મૂળ કારણ આ જ છે એવાઓ ભલે 'બ્રહ્મ' 'આત્મા,' 'ચૈતન્ય' આદિ શબ્દો ઉચ્ચાર્યા કરે કે તેની લાંબી ચોડી વ્યાખ્યાઓ કર્યા કરે પણ બ્રહ્મની ખુમારી એમ-

નામાં પ્રગટી શકે જ નહિ! મસ્તીનો પ્યાલો તે જ પી શકે કે જે ભોગ આપવા અને લેવારૂપ જ જીવન જીવતો હોય! જે મરીને જીવતો હોય અને જીવવા છતાં મરેલો હોય અર્થાત્ જીવવું—ન જીવવું બન્ને ભાવો જેનામાં એકત્ર હોય. શંકર સ્મશાનમાં ખડખડ હસે છે પરસ્પર વિરોધી ભાવોનો એકસ્થાને એકાકાર એ જ શંકરનું સ્મશાન હાસ્ય!

કૈકઈ.—ઓમ ઓમ ઓના!

ઉદાસી —સર્વત્ર સ્મશાન!

જ્ઞાનદેવ —મુડદાના ભડકાનો નિરંતર નાચ!

મસ્ત —

ઢૂંઢ બાજે બજ કર ટૂટ ગયે, આવાજ લગી જબ લહેરાને
ઔર છમ છમ ઘૂંઘરૂ બંદ હુએ, જબ ગતકા અંત લગે પાને

ભક્તિજન —

સંગીત નહીં યહ મગન હૈ, નટની ભી જિસકો નટ માને!
યે નાચ કોઈ ક્યા પહચાને? યહ નાચકો નાચે સો જાને!

જ્ઞાનદેવ —

જો આગ જિગરમેં ભડકી હૈ, ઉસ મશાલકી ઉજ્યારી હૈ,
જો મુહ પર દુખ્તરી ઝર્દી હૈ, ઉસ ઝર્દીકી સબ લાલી હૈ
જિસ ગત પર ઉનકા પાવ પડા, ઉસ ગતકી ચાલ નિરાલી હૈ,
જિસ મજલિસમેં વો નાચે હે, વો મજલિસ સબમેં ખાલી હૈ!

ભક્તિજન —

સબ ઘરના બટના ફેંક દિયા, ઔર ધ્યાન ઉધર પર ધરતે હૈ,
બિન તારો તાર મિલાતે હૈં, જબ નૃત્ય નિરાલા કરતે હૈ
બિન ગહને ઝમક દિખાતે હૈ, બિન જોડે મનકો હરતે હૈ,
બિન હાથો ભાવ બતાતે હૈ, બિન પાવ ખડે ગત ભરતે હૈ

જ્ઞાનદેવ —

યા જિનકી ખાતર નાચ કિયા, જબ મૂરત ઉનકી આય ગઈ,
કહીં આપ ગયા, કહીં નાચ ગયા, ઉડ તાન ...

જબ છે। છબીલે સુંદરકી, જબ નયનો અંદર છાય ગઈ,
એક મૂર્છાસી તનસે આય ગઈ, ઔર જ્યોતમે જ્યોત સમાઈ ગઈ

ભરત—જ્યોતમે જ્યોત સમાઇ ગઇ!

[ સઘળા તુષ્ણી થાય છે ]

***

દક્કડ—મિત્રો! લોકો બ્રહ્મજ્ઞાનની વાતો કરે છે, પણ બ્રહ્મજ્ઞાન તો તે છે કે જેને પોતાની અંદરના બળ પર વિશ્વાસ છે

જ્ઞાનદેવ—અને જે વિશ્વાસને પોતાના હૃદયમાં સ્થાન આપી શકયો છે તે તો પછી સઘળું કરી શકે છે અને સઘળું જ્ઞાન એ વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે જ છે બ્રહ્મજ્ઞાન પણ 'બ્રહ્મ અમર્યાદિત છે' એવો વિશ્વાસ ઉત્પન્ન કરાવીને પછી 'અને હું જ તે બ્રહ્મ છું' એવા વિશ્વાસને હૃદયમાં ઓતપ્રોત કરવા માટે જ છે. જ્ઞાન સાધન છે સાધ્ય નથી. દૃઢાયમાન થયેલા જ્ઞાનની એક માત્ર ચીણગારી અનેક રીતે સાધન થઇ પડે છે અગ્નિ આપણને પ્રકાશ આપી માર્ગ સુઝાડે છે અને ભય દૂર કરે છે, અગ્નિ આપણને ગરમી આપી ટાઢ અને ટાઢને લીધે થતી અકડાઇને હટાવે છે, અગ્નિ આપણી આસપાસની બીનજરૂરી અને નુકસાનકારક ચીજોને બાળી આપણો માર્ગ સપાટ કરી આપે છે અગ્નિ સ્થૂલ પદાર્થને પચાવી સૂક્ષ્મ શક્તિરૂપ બનાવી આપણને પ્રગતિ કરાવરાવે છે, અને આખું શહેર કે જગત જો કોઇ પણ કારણથી દુઃખ કે ભય કરનાર બન્યું હોય તો અગ્નિ ત્હેને સદંતર બાળી આપણને દુઃખ અને ભયથી મુક્ત કરે છે અને બરાબર એ જ ક્રિયાઓ જ્ઞાનાગ્નિથી બને છે મ્હોટામાં મ્હોટા જ્ઞાની—બ્રહ્મજ્ઞાની—'હું જ બ્રહ્મ છું' એવા વિશ્વાસને જે પોતાના હૃદય સાથે ઓતપ્રોત કરી શક્યો છે તેવો પુરૂષ તો આખા વિશ્વને—ત્રણે લોકને—અને તે સાથે પોતાના પણ સઘળા દેહોને (સ્થૂલ તેમજ સૂક્ષ્મો) જ્ઞાનાગ્નિની ચીણગારીથી બાળી ભસ્મ કરે છે અર્થાત્ સર્વનો 'અત્યંતાભાવ' કરે છે ત્હેના

ભાનમા તે અને વિશ્વ બેઉની હયાતી નથી રહેતી, પણ માત્ર પોતાની જ હયાતી ખડી રહી બીજુ બધુ વિસ્મરણ થાય છે 'દુનિયા નથી' એવો વિચાર એ જ દુનિયાનો 'અભાવ', એ અભાવના વિચારમા લાંબો રસ્તો કાપતા-વણે દૂર સુધી જતા-વિચાર જ અટકી પડે એ સ્થિતિનું નામ દુનિયાના અભાવના વિચારનો અંત અને એ અંત જે **એક સ્થાનમા** મૂકી આપે એનુ નામ દુનિયાનો અત્યતાભાવ બધુ બાળતા જે એક પોતે જ રહ્યો, જેને કોઇની કે કશાની બીતિ તો શુ પણ દરકાર કરવાની ૧ રહી, તે જ ફક્કડ ! એને કોરો ગુન્હા માફ-કારણ કે ગુન્હો એ પણ આખા વિશ્વ સાથે બળી ગયેલો પદાર્થ છે ! અકડાઈ જેની દૂર થઇ છે અને આજુબાજુમા કાંઈ રહ્યુ નથી તેવો તે ફક્કડ ચોતરફ અને ઉચે તેમ જ નીચે ગમે તેમ હાથપગ ચલાવી શકે છે એ તદન સ્વતત્ર છે

ફક્કડ—'હું જ તે બ્રહ્મ છુ' એવુ જ્ઞાન **કોને** થાય છે? મિત્ર! **કૂટસ્થ** તો નિર્વિકાર અને પોતેજ જ્ઞાનસ્વરૂપ હોઇ ત્હેને જ્ઞાન થાય છે એમ કોઈ કહે તો ત્હેનો કાંઈ અર્થ જ નથી અને દેહ જડ હોઈ **એને** જ્ઞાન થાય છે એમ કહેવુ એ પણ હસવા મળ્યુ થાય વળી ચિદાભાસ તો **ભ્રમ** છે અને તેથી **બ્રહ્મથી** ભિન્ન છે, ત્હારે તો 'હુ બ્રહ્મ' એવુ જ્ઞાન પણ ભ્રમરૂપ જ જણાય સર્પથી ભિન્ન એવી દોરીને સર્પ કહેવો એ જેમ ભ્રાન્તિ-ભ્રમ છે તેમ જ ચિદાભાસને 'હુ બ્રહ્મ' એવુ જે જ્ઞાન થયુ ત્હેને કાઇ **યથાર્થ જ્ઞાન** કહેવાય નહિ

**જ્ઞાનદેવ** (ફક્કડના કાનમા) —ત્હારો પ્રશ્ન ફરેબ છે! પણ મ્હારા શિષ્ય ભાવસિંહને વસ્તુસ્વરૂપ ઠસાવવા માટે આવા ફરેબ કરવાને પણ ફક્કડ સ્વતત્ર છે (ચાહન) દોસ્ત, સુદર પ્રશ્ન કર્યો 'હું બ્રહ્મ છુ' એવુ જ્ઞાન ચિદાભાસને થાય છે એમ જે કહેવાયુ ત્હેનો અર્થ એ જ [illegible]સ્થ અને ચિદાભાસ બન્નેના સયુક્ત

સ્વરૂપને એ જ્ઞાન થાય છે બહારની સૃષ્ટિમાં જેમ છે તેમ જ અંદરની સૃષ્ટિમા હોવાથી અંદરની સૃષ્ટિ સ્હમજવા માટે બહારની સૃષ્ટિનું દૃષ્ટાંત લઇએ 'હું બ્રહ્મ છુ' એ ઠ્યાને 'વાડીલાલ મોતીલાલ શાહ' એ શબ્દો રાખો અને માનો કે આપણી સમક્ષ એ નામ ધારી વ્યક્તિ જ પોતાનું એ નામ ઉચ્ચારે છે એનું નામ તો 'વાડીલાલ' છે પણ તે સાથે 'મોતીલાલ એવો પણ શબ્દ તે કેમ બોલે છે? કયુ સ્મરણ એ શબ્દ બોલાવે છે? મોતીલાલ નામની વ્યક્તિનો તે વિસ્તાર છે એવુ છૂપુ ભાન હું વાડીલાલ' એ ભાનની નીચે રહીને પણ પ્રેરણા કરે છે અને ત્રીજો શબ્દ શાહ શુ સૂચવે છે? એ અટક મૂળપુરૂષના કોઈ ગુણ વિશેષને જાહેર કરનાર ચિહ્ન છે મોતીલાલથી પણ અગાઉ થયેલા કોઈ પૂર્વજમા આમવર્ગમા ન દેખાતો હોય એવો કોઇ ખાસ ગુણ– શાહુકારીનું અનોખુ તત્ત્વ–જોવામા આવવાથી આમવર્ગે એને શાહ' એવુ ચિહ્ન આપ્યુ એ પુરૂષ પોતે શાહ, અને એના સંતાન પણ શાહ જ મોતીલાલ શાહ તેમ જ વાડીલાલ પણ શાહ.

વાડીલાલ મોતીલાલ શાહ' એ કથનમાં શાહ' વાડીલાલની તેમ જ મોતીલાલની સંયુક્ત મિલ્કત છે જેમ 'હું બ્રહ્મ છુ' એમાં છુ' એ હું તેમ જ બ્રહ્મની સંયુક્ત મિલ્કત છે,–અર્થાત્ છે' પણું– અસ્તિત્વ–સ । હોવાપણુ–બ્રહ્મને તેમ જ હુંને બન્નેને છે અસાધારણ ખાસ ગુણ (શાહુકારી) ધરાવતી, આજે જેનું નામ પણ ભૂલાઈ ગયુ છે એવી કોઇ પૂર્વની વ્યક્તિ (અથવા આદિ પુરૂષ) મોતીલાલમા થઇને વાડીલાલમા જન્મી–વિસ્તરી, અને આજે માત્ર વાડીલાલ એકલો જ દેખાતો હોવા છતાં એને તો ભાન હોય જ કે તે 'મોતીલાલનો વિસ્તાર' છે અને મોતીલાલ એ કોઈ પ્રાચીન પુરૂષનો વિસ્તાર છે અને એ પ્રાચીન પુરૂષ તે કોઈ ગુણવિશેષ છે એટલે જ્યારે કોઈ વાડીલાલને પ્રશ્ન કરે કે તું કોણ, ત્હારે ત્હેને તો 'વાડીલાલ મોતીલાલ શાહ' એ નામ બોલવાની સાથે આદ્ય પુરૂષના

ખાસ ગુણનુ તેમ જ એ ગુણના પ્રતિનિધિરૂપ પોતાના પોતા મારફત જન્મેલા જનકનું સ્મરણ થઈ આવે છે 'હુ બ્રહ્મ છુ' એમા 'હું' એ સતાન છે, 'બ્રહ્મ' એ જનક છે, અને 'છુ' એ આદ્યપુરૂષનો ગુણ–સદા હોવાપણું અથવા અમરતા–છે 'ત' જૂદો–એકનો દેખાવા છતા એમા બ્રહ્મ છે તેથી જ તે એટલે ચિદાભાસ એમ બોલે છે કે 'હુ બ્રહ્મ છુ'

**ભાવસિંહ**—તળેટીના વાસીને ગિરિશિખરના વાસીનો અનુભવ કરાવવાની કેવી સુદર રીત! વારૂ પછી?

**જ્ઞાનદેવ**—ખોટુ બોલ્યો, માટે હવે હું આગળ નહિ ચાલુ તળેટીના વાસીને માટે બકવાદ કરવા અમે નવરા નથી! એ તો અમારી જ કિંમત ઓછી થવા સરખુ થાય શુ અમે જેની પાસે બોલવાનુ પસ દ કરીએ છીએ તે કાઇ જમીન પરનો કીડો જ છે?

**ભાવસિંહ**—અને એમ હોય તો પણ શુ હરકત આવે તેમ છે? દેવ! કીડો પણ હોય, પણ કીડાનુ નામ ભાવસિંહ જ્ઞાનદેવ" જ્યાં સુધી છે ત્યાં સુધી શુ ચિંતા છે?

**મસ્ત**—શા બાશ, કીડાથી ક્રીડાલીનનો તાર જોડનાર બહાદૂર માણસ!

**ઉદાસી**—મિત્ર ભાવસિંહ! આ માયા અજ્ઞાન કેવી રીતે આવતું હશે? જ્ઞાનપ્રકાશને સ્થાને અજ્ઞાન તિમિર કેમ મળવે?

**ભાવસિંહ**—સ્વપ્ન રહિત ગાઢ નિદ્રામાથી એટલે સુષુપ્તિમાથી એક માણસ જાગી ઉઠે અને તેને કોઈ અનુભવ પૂછે તો કહે કે 'તે વખતે શુ થતુ હતું કે અનુભવાતું હતું તેની મ્હને ખબર નહોતી ઉઠ્યા પછી હવે એટલું કહી શકુ છુ કે એ સ્થિતિની અપેક્ષાએ અત્યારે સુખની ઓછપ અથવા ખામી લાગે છે' એ કથન પરથી સ્પષ્ટ થાય છે કે ખબર ન હોવાપણુ અથવા અજ્ઞાન તેમ જ સુખ બન્નેનો અનુભવ એક સાથે હોવો શક્ય છે એટલે કે આત્મપ્રકાશ અજ્ઞાનને

ઉદાસી —તો પછી મિત્ર જ્ઞાનદેવ! અજ્ઞાન અને જ્ઞાનનો જે વિરોધ અનુભવમાં આવે છે તેનું કારણ શું હશે?

જ્ઞાનદેવ —જ્ઞાનનું સ્વરૂપ સમજાતાં એ વિરોધ વિલય થાય છે જ્ઞાનના બે પ્રકાર છે સ્વરૂપજ્ઞાન અને વૃત્તિજ્ઞાન પદાર્થો પર વૃત્તિને મોકલીને જે જ્ઞાન મેળવાય તે વૃત્તિજ્ઞાન અને કેવળ જ્ઞપ્તિરૂપ જે આત્મભાન તેને સ્વરૂપજ્ઞાન કહે છે વૃત્તિજ્ઞાન એ વિશેષ ચૈતન્ય અને સ્વરૂપજ્ઞાન તે સામાન્ય ચૈતન્ય જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થવી જોઈએ એવો જે નિયમ તે વૃત્તિજ્ઞાનને અંગે છે, સ્વરૂપજ્ઞાનને તે નિયમ લાગુ પડતો નથી લાકડામાં વ્યાપીને રહેલો અગ્નિ તે લાકડાને બાળતો નથી તેમ જ અંધકારને હઠાવવાનું પણ કામ કરતો નથી પરન્તુ એ જ લાકડાના મથનથી—પરસ્પર બે લાકડાના ઘર્ષણથી—પ્રગટ થયો એવો જે અગ્નિ તે જરૂર લાકડાને બાળે છે તેમ જ અંધકારને પણ હટાવે છે તે જ પ્રમાણે, આત્માના સામાન્ય પ્રકાશથી અજ્ઞાનનો નાશ નહિ થયો તો પણ તે જ આત્મચૈતન્ય જો વૃત્તિમાં પ્રતિબિંબિત થયું હોય તો, અજ્ઞાનનો નાશ અવશ્ય કરે છે

ભક્તિજીવન — અમુક પદાર્થ આંખોથી જોવાઈ શકાતો નથી' એવું કહી શકવા માટે આંખો, આંખોનો પ્રયત્ન અને પ્રયત્નની નિષ્ફળતા ત્રણે ચીજ જોઇએ પણ જેને આંખો જ નથી તે કહે કે અમુક પદાર્થ આંખોથી જોવાઇ શકાતો નથી તો તેનું તે કથન વિશ્વસનીય ન ગણાય. અમુક ફળ દાંતોથી તોડાય તેમ નથી એમ કહી શકવા માટે પણ દાંત હોવા જોઇએ તેવી જ રીતે આત્મા બુદ્ધિ અને વાણીથી સમજી—સમજાવી શકાય તેવો નથી એવું કહી શકવા માટે પણ બુદ્ધિ અને વાણી હોવા જ જોઇએ અને તેમનો પુરુષાર્થ પણ હોવો જોઇએ અને તેઓ થાકીને આપોઆપ અટકી પડે એટલી હદ સુધી પુરુષાર્થને લંબાવવો જોઈએ

જ્ઞાનદેવ —ત્હારે હવે વધુ સાભળ પદાર્થજ્ઞાન વિષે પણ એવો નિયમ છે કે, **ચિદાભાસ સહિત** બુદ્ધિથી પદાર્થને વ્યાપ્યા વગર પદાર્થનું જ્ઞાન થઇ શકતું નથી બુદ્ધિની વ્યાપ્તિ એટલે તેણીનું પદાર્થાકાર થવું એવી વૃત્તિવ્યાપ્તિથી પદાર્થોનું આવરણ માત્ર નષ્ટ થાય છે, પણ પદાર્થનું જ્ઞાન થવા માટે એટલેથી જ બસ થતું નથી, તેમ થવા માટે તો ચિદાભાસના પ્રકાશની જરૂર પડે છે કારણકે, બુદ્ધિ તો જડ છે પદાર્થજ્ઞાન વિષે જે નિયમ કહ્યો તે જ નિયમ આત્મજ્ઞાન વિષે પણ ઘટે છે,—જરા ભે રહે છે

ભાનસિંહ —ત્હારે એ ભેદને પણ પ્રગટ કરો તો ?

જ્ઞાનદેવ —પદાર્થજ્ઞાન થવામા જેમ પદાર્થને 'ઇદમ્ વૃત્તિ' વ્યાપે છે, તેમ આત્મજ્ઞાન થવામા સાત્વિક અહવૃત્તિ આત્માને વ્યાપે છે પરન્તુ આત્મજ્ઞાન થવામા ચિદાભાસની અપેક્ષા નથી ત્હેને ફક્ત અહવૃત્તિની જ વ્યાપ્તિ બસ છે કે જે અહવૃતિ સાત્વિકી હોવી જોઇએ

ભાનસિંહ —એમ કેમ ?

જ્ઞાનદેવ —કારણ કે આત્મા સ્વયપ્રકાશ હોવાને લીધે, એટલે કે તે નિત્ય સ્ફુરતો હોવાને લીધે, ત્હેને દર્શાવવા માટે બીજા પ્રકાશની જરૂર ન હોય. તેથી વૃત્તિમા ચિદાભાસ હોય તો પણ તે બ્રહ્મના પ્રકાશમા લોપાઈ જઇને નિષ્ફળ ઠરે છે

ભક્તિજન —અંધારામા પડેલા પ્રકાશને જોવા સારૂ આખો તેમ જ દીવો એ બન્ને સાધનોની જરૂર પડે છે, પણ ફક્ત દીવા ને જ જોવો હોય તો આખો જ બસ છે તેવી જ રીતે આત્મજ્ઞાન થવામાં માત્ર બુદ્ધિની જ અપેક્ષા છે

ભાનસિંહ —તુ ત્હારૂ ગૌરવ ક્યહા સુધી ગાયા કરશે ? વારૂ કહે કે બુદ્ધિ આત્માને કેવી રીતે **વ્યાપશે** ? પદાર્થને વ્યાપ્યા વગર તો ત્હેનું જ્ઞાન સભવતું નથી, અને આત્મા તો નિરાકાર છે જેને બુદ્ધિ કેવી રીતે વ્યાપી શકે ?

**અભિજ્ઞાન**—મ્હારૂં ગૌરવ હું કાંઇ ફોકટ ગાતી નથી ! મ્હારૂં ગૌરવ મ્હારા બલિદાનમાં છે અને એ બલિદાનમાં જ[1] ત્હમારા પ્રશ્નની ચાવી છે, તે હું સાબીત કરીશ બ્રહ્મ બુદ્ધિનો વિષય નથી એવી ખાત્રી થવા માટે બુદ્ધિના પુરૂષાર્થની જરૂર છે એમ તો હમણા જ કહેવાઈ ગયું છે એનો કાંઇ અર્થ હોય તો તે એટલો જ કે, બ્રહ્મનું અનંતત્વ બુદ્ધિથી સ્હમજવું એ જ બ્રહ્મ સાક્ષાત્કાર પ્રથમતો બ્રહ્મ અનંત છે, અને વાણી તેમ જ મનને અગોચર છે એમ અનુભવી—અને તેથી જ વિશ્વસનીય—પુરૂષના મુખેથી **સાંભળીને** પછી તે શ્રવણ પર પોતે મનન કરીને બુદ્ધિ એટલે અહંવૃત્તિ બ્રહ્મને વ્યાપવા ગતિશીલ બને છે વ્યાપતાં વ્યાપતાં તે એટલી વ્યાપે છે કે જ્હેને વ્યાપવા તે દોડતી હતી ત્હેમાં અંત પામે છે એટલે કે મીઠું જેમ પાણીમાં લય પામે છે તેમ તે ધ્યેયમાં લીન થાય છે—ભળી જાય છે અને એવી રીતે થયેલો બુદ્ધિનો લય આત્મપ્રકાશથી પ્રકાશે છે, એ જ બ્રહ્મ સાક્ષાત્કાર બુદ્ધિ પોતાના બલિદાનથી જ દૈવત્વ પામે છે પોતાના સ્વયંસિદ્ધ 'હક્કને જળો માફક વળગી રહીને—હઠપૂર્વક વળગી રહીને—આખરે એ હક્કનો ત્યાગ પણ એવી જ હઠથી કરે છે, ત્હારે જ એ ગૌરવ પામે છે પછી એને ગર્વિષ્ટ કોઇ કહે તે તો ગૌરવની ઇર્ષા મનાય !

**મસ્ત**—ભગવતી અભિજ્ઞાન ! દેવી સાત્ત્વિકી ! મૈયા કુરબાની ! ગૌરવ ' અને ' ગર્વ ' બ નેને યજ્ઞકુંડમાં બાળી **एक स्वरूप** બનાવવાની ત્હારી શક્તિ શું ભાવસિંહથી અજાણી છે ? અને એમ છે તો પછી 'ગર્વ' પણ ત્હને મુબારક છે ! અમને મસ્તોને આવો સુંદર વિલાસ કરાવી શકનાર દેવી શા માટે ઓછી ગર્વિષ્ટ હોય ? ( પથ તરફ નજર કરીને ) પણ દેવીના ' પંડ્યા ' કેમ વિચારમાં પડી ગયા છે ?

**પથ**—મસ્તરાજ અને વિશ્વજનની મૈયા આગળ કોણ

પતુજી નથી ? પણ હું તો હમણા વેદોના મહાવાક્યને સાભળીને એના જ વિચારમાં પડી ગયો છુ

ફક્કડ—બહુ જબરો ગતિશીલ દેખુ જો ! લોકો તો પથ ત્હેને કહે છે કે જેમા એક મૂર્તિને વળગી રહેવાનું હોય અને બીજી મૂર્તિથી અભડાઇ જવાપણું હોય, પણ આપણા પથજી તો એક નવીન મૂર્તિ દીઠી કે સાંભળી તો ઝટ એની પૂઠે દોડયા જ છે ! ઠીક, ભાઈ, ઠીક ! પણ ત્હારી એ વેદમૂર્તિ શુ કહે છે ?

પથ—તે કહે છે કે **तत्त्वमसि**

ફક્કડ—એટલે ?

પથ—તે તુ છે

ફક્કડ—તે જ હું છુ ? હ, પછી ?

પથ—અને ત્હારી અંદર પણ તે જ છે

સાઇ—ખૂબ કહી, ખૂબ કહી

" લા—મકાંકા તુઝે કહતે હી મકા દેખ લિયા ! "

ફક્કડ—પછી ?

પથ—અને તેથી સઘળી ' બાદશાહી ' પણ ત્હાં જ છે !

સાઈ—વાહજી ! " લોગ ઢૂંઢતે વહા, હમને યહી દેખ લિયા ! " અનલહક !

ફક્કડ—પણ પછી ?

પથ—પછી પછી કેટલુંક હોય ? **तत्त्वमसि** એ એક જ ચિન્તવન સઘળા ચિન્તવનોથી મહાન છે હરદમ જેના હૃદયમા એ ભાવ રહે ત્હેનામા વધુ ને વધુ બલ પ્રગટતુ રહે અને એ બલ વડે તે પછી જે કાંઇ ઇચ્છે તે પ્રાપ્ત કરી શકે

ફક્કડ—હ પછી ?

પથ—પછી એ જ કે, એ શક્તિ ત્હારા પોતાના **નિશ્ચય** અને **શ્રદ્ધા**મા જ અવ્યક્તરૂપે છે

ભાવસિહ—તદ્દન સાચુ ! જેઓ પોતાને સ્હાય કરે છે ત્હેમની સ્હાયતા માટે પરમેશ્વર પ્રતિક્ષણ તૈયાર રહે છે

કુક્કડ—પણ પછી ?

**ભક્તિજ્ઞાન**—પણ ગભરાન નહિ, મિત્ર કુક્કડ ! પછી શુ તે હું જ કહી દઉં, સાભળ ! પ્રકૃતિનો અટલ નિયમ છે કે મનુષ્ય જે પ્રાપ્તિનો અધિકારી બને છે તે પ્રાપ્તિ ત્હેની સમક્ષ હાજર કરે છે પણ તેણી માગે છે એ કે **પ્રથમ** અધિકાર અથવા યોગ્યતા પ્રાપ્ત કરો પહેલી ઇચ્છા અને પછી યોગ્યતા પ્રાપ્તિ, એ જ અભ્યાસોમા સમડતા દુબળાઓનો મહારોગ ! અને અભ્યાસોથી હઠીને યોગ્યતા સપાદન કરી તે યોગ્યતા વડે ઇચ્છા કરવી એ ડાહ્યા પુરૂષોની કુશળતા ! પછી તો પ્રકૃતિ પોતે જ ત્હેની ઇચ્છા તૃપ્તિ કરાવવાને ગરજવાન બને છે

કુક્કડ—પણ અહીં તો એ ગરજવાન મૈયાની પણ ગરજ નથી મહાદેવી ! આ કુક્કડની ઇચ્છાઓ તો તે દિવસથી તૃપ્ત થઇ ચૂકી છે કે જ્યહાર તેણે ઇચ્છાને પૂઠ આપી હતી !

**સાઈ**—સત્ય વચન ! ઇચ્છાઓએ જ સ્વરૂપ પર પડદો નાખ્યો છે

**ભાનસિંહ**—ઇચ્છાને અનુસરનારો એટલે જ અનુચર, દાસ, ભિક્ષુક ભિક્ષુક લૂખી સુકી રોટલીના ટૂકડાનો અને ધક્કાનો જ અધિકારી હોઇ શકે પણ જે ઇચ્છાને પૂઠ કરી આગળ વધે ત્હેની પાછળ તે અનુચરી અથવા દાસી રૂપે દોડી ત્હેની કૃપા-પ્રાપ્તિ માટે અનેક ફળોની ભેટ ધરે છે

**કુક્કડ**—ત્હારે પણ મહારાજા મહારાણીની જ ભેટ સ્વીકારે નહિ કે દાસીની ! મહારાજાનો મીજાજ એના ગૌરવની રક્ષા કરનાર હોન છે

**જ્ઞાનદેવ**—ઇચ્છા કરવાની બાબતમાં, મિત્રો, આખી દુનિયા ભૂલ ખાય છે જે કાઇ લાગે છે તે જે કાંઈ હકીકતમાં છે તેથી ઉલટુ જ હોય આખી દુનિયા માયા (સ્ત્રી, લક્ષ્મી, સત્તા) પાછળ દોડધામ કરે છે, જ્યહારે હકીકતમાં માયા પોતે હમેશ કોઇ પુરૂષને શોધતી ફરે છે ! દુનિયાને નથી મળતી

માયા, અને માયાને નથી લાધતો પુરૂષ! ક્વચિત્ દુનિયાના માન વીને માયા મળતી દેખાય તો તે પણ ટુંક સમય માટે અને ઇચ્છાની અતૃપ્તિથી જે દુ ખ હતું તે કરતા અનેક ગુણા દુ ખની હોળીમા બાળવા માટે, અને માયાને ક્વચિત્ કોઇ પુરુષ લાધી જાય છે તો તે એવો ક્રૂર હોય છે કે પોતે જ અગ્નિ બની તેણીને ભસ્મ કરે છે! આ બન્ને ઘટનાઓનુ યથાર્થ અવલોકન કરનાર મનુષ્ય ઇચ્છાનુ મૂળ શોધવાની દરકાર અને પ્રયત્ન કરે છે, એટલા ખાતર કે પછી તે ઇચ્છાને ઉગતીજ દાબી શકે અને ઉગેલી ઇચ્છાને પીઠ બતાવવાની 'કળા' શોધી શકે જેટલા પ્રમાણમા મનુષ્ય ઇચ્છાનુ સ્વરૂપ ઓળખી શકે અને એ હનાઈ મોહિતીને દાબી શકે તેટલા પ્રમાણમા ત્હેની અંતરનો સૂર્ય વધુ ને વધુ પ્રકાશવા લાગે

ફેકડ—મિત્ર પથ! ત્હને કદાચ ખબર નહિ હોય કે હુ એકાએક મ્હોટો માલદાર બની ગયો છુ!

પથ—માલદાર? શુ કહે છે? ક્યહાથી હાથ લાગ્યો એવો મ્હોટો ખજાનો?

ફેકડ—બીજે ક્યહાંથી વળી, આકાશમાથી! રાત્રે ઉંઘમા સ્વપ્નદેવીએ કૃપા કરી અને લાખોના ખજાનાનો વર્ષા વરસાવ્યો!

સાઈ—કેવી બીમાર કલ્પનાઓ! એવા સ્વપ્નના ખજાનાની પ્રાપ્તિ-અપ્રાપ્તિ પર હર્ષ-ખેદ માનનારને ખરેખર મૂર્ખ કહેવો જોઇએ

ફેકડ—અને આ દેખાતી જાગ્રત્ અવસ્થામા થતી કલ્પનાઓ અને તે કલ્પનાની સફળતાઓ અને નિષ્ફળતાઓ એ બધુ તો સાચુ જ હશે, ખરુ ને? પૈસો અને પત્ની, રૂપ અને રમણી, કુટુમ્બ અને કમીનો, રાજ્ય અને રમ્મત ગમ્મત, નીતિઓ અને જ્ઞાનો, ગીતગીલીઓ અને ગીતો એ બધુ તો ખરેખર 'સાચુ' જ હશે? એ ખજાનાઓની પ્રાપ્તિ-અપ્રાપ્તિના ખ્યાલોમા સબડનારાઓ તો મૂર્ખ નહિ જ હોય?

સાઇ —એ મ્હોટી નિદ્રાના મ્હોટા ભોગ બનેલાઓ મૂર્ખ નહિ પણ મૂર્ખ શિરોમણી છે ! એ બધા સ્થૂલ યા સૂક્ષ્મ એકાંત આકારની હવાઈ રમણીની પાછળ દોડનારા, હમેશ ભૂખ્યા, હમેશ હરાયના હમેશ ઠગાયલા, ક્ષણે ક્ષણે મરતા ભૂતો છે

ભાનસિંહ —મિત્ર સાંઇ ! ' તું પણાને એટલો ફેંકી નાખવો જોઇએ કે તું' રહે નહિ અને ત્હારામા દ્વૈતની ગંધ પણ રહે નહિ

સાઈ—બેશક ! તૂ તૂ કરને તૂ હુવા, તુજમે રહા ન હૂં,
જબ આપા-પરકા મિટ ગયા જિત દેખૂ તિત તૂ !"

ભક્તિજન —પરિચ્છિન્ન અહંકારનું નામનિશાન ન રહે તો જ આત્મરૂપાની પૂર્ણતા થાય

જ્ઞાનદેવ —પૂર્ણતા એ જ કે 'હુ પણા વગરના હમે !

સાઈ—પડદો ભાસે છે તે બીજું કાંઇ નહિ પણ દીલ જ પોતાનો પોતા ઉપરનો પડદો છે

પથ —પડદો ભાસતો હોય તો હટાવ એને અને આવીજા જગે આમના મેદાનમા !

સાઈ —આવવા-જવાનીએ અહીં તો આળસ છે, દોસ્ત ! જેણે જનાનો અને પડદો જોયો હોય ત્હેને માટે ઉતાર તરીકે રાખ ત્હારૂં જગે આમનું મેદાન !

ઉદાસી —એ અખંડ જાગતા અથવા અખંડ ઉંઘતા ચક્ર મના ઘરને ઠેકનો ના મિત્ર પથ !

સાઈ—યારો !

' ન ખાનેમે મઝા મિલતા ન પીનેમે મઝા મિલતા,
યહી તમન્ના હૈ દિલમે, ન નિસા ન પતા મિલતા !"

મસ્ત —દોસ્તો ! एक એવી જબરદસ્ત ઇચ્છા કરો કે જેની નીચે બધી ઇચ્છાઓ દબાઇ જાય एक એવી જીજ્ઞાસા કરો કે બધુ જાણવાની ચળ બળી જાય एक એવી મસ્તી કરો કે જેથી બધી મસ્તીઓ હણી જાય एक એવો શબ્દ ગજાવો કે જેમા સઘળા અવાજ અને અવાજ ઉત્પન્ન કરનાર વિશ્વ ડુબી જાય !

[ સઘળા ચુપ્પી થાય છે ]

— સમાપ્ત —

## વા મો શાહે પ્રગટ કરેલા અન્ય લેખકોના પુસ્તકો

(૧) ખરા સુખની કુચીઓ —
(૨) દિવ્ય યાત્રા —લેખક શ્રી ' પોરબંદરી'
(૩) જ્ઞાનદીપક —લેખક શ્રી મણીલાલ ન દોશી B A સન ૧૯૦૮
(૪) બુદ્ધ ચરિત્ર — " , "
(૫) દયાનો ઝરો — , ,
(૬) યોગની કુચી —, , , ,
(૭) સ્વરશાસ્ત્ર —લેખક ' એક ગ્રૅજ્યુએટ સન ૧૯૦૮
(૮) સુભદ્ર ચરિત્ર —ભાષાંતરકાર મુની શ્રી માણેકચંદજી
(૯) કયા ઇશ્વરે આ વિશ્વ રચ્યું ?—લેખક ન ઈ પટેલ સન ૧૯૧૧
(૧૦) મોતી કાવ્ય —સ્વ મો મ શાહના કાવ્યોનો સંગ્રહ સન ૧૯૧૧
(૧૧) ઉપદેશ રત્નકોષ —ભાષાંતરકાર શ્રી મો દ દેસાઇ સન ૧૯૧૩.

## વા મો શાહ કૃત પુસ્તકો પૈકી મળી શકતા પુસ્તકો

| | |
|---|---|
| (૧) મૃત્યુના મ્હોમાં | મૂલ્ય ૧—૦—૦ |
| (૨) જૈન દીક્ષા | ,, ૨—૦—૦ |
| (૩) સુદર્શન | , ૦-૧૦—૦ |

વા મો શાહ કૃત સઘળા પુસ્તકો અને લેખોના સર્વ હક્ક 'વા મો શા પબ્લિશીંગ હાઉસ'ને સ્વાધીન છે પરંતુ નિ સ્વાર્થ, ઉંચા શોખ તરિકે, વિનામૂલ્યે પ્રચારના આશયથી કોઈપણ પુસ્તક યા લેખ છપાવવા ઈચ્છનારને કોઇપણ જાતનો બદલો લીધા સિવાય તેવી સગવડ કરી આપવામાં આવશે

> જોઇએ છે વા મો શાહના પુસ્તક પ્રકાશનના કામ માટે ત્હેમની તરફથી બહાર પડેલા પુસ્તકો, 'જૈન સમાચાર ' સાપ્તાહિક, ' હિંદી જૈનહિતેચ્છુ પાક્ષિક અને 'જૈનહિતેચ્છુ ' માસિક પત્રની ફાઈલો જેઓની પાસે ઉપર જણાવેલા પુસ્તકો અથવા તો પત્રોની ફાઈલો યા તો છુટા અંકો હોય તેની યાદી કીંમત સાથે લખવા કૃપા કરવી

આ પુસ્તકના લખકના પિતા અને સ્થા જૈન કોમમા પ્રથમ

## સદ્ગત શ્રી મોતીલાલ મનઃસુખરામની સાહિત

### મો મ શાહના પ્રગટ થયેલા પુસ્તકો

મરહુમે પુસ્તક લેખન અને પ્રકાશનનુ કાર્ય સન ૧૮૭૯ થી શરૂ
અને ટુક સમયમા ઓખાહરણ (પદ્યમા) નેમ વિવાહ રુક્મિ
લીલ હમીરની વાર્તા વગેરે પુસ્તકો બહાર પાડયા હતા પરતુ આ
પૈકી એક પણ પુસ્તક મળવુ અશક્ય હોવાથી તે સબધમા કાઇ
વાનુ બની શકે તેમ નથી

(૧) ગૂજરાતી શબ્દાર્થ કોશ—બે આવૃત્તિ સન ૧૮૮૬ અને

સરકારી તેમજ ગાયકવાડી કેળવણીખાતાએ ઈનામ તથા
માટે મજૂર કરેલા આ પુસ્તકમા ગૂજરાતી નર્મકોશમા નહિ
૧૪ ૦ શબ્દોના અર્થ આપવામા આવ્યા છે મૂલ્ય ૦-૧૨-૦

(૨) સદુપદેશમાળા—બે આવૃત્તિ સન ૧૮૯૦ અને ૧૯૦૨

ગુજરાતી બે ચોપડી ભણેલાઓ પણ વાચી અને સમ
સરળ અને શુદ્ધ ભાષામા લખાયલા આ પુસ્તકમા સત્ય, શિયળ,
કરકસર આદિ બાર જુદા જુદા વિષય પર બાર ઉપદેશી
વાર્તાઓ આપવામા આવી છે મૂલ્ય ૦-૮-૦

(૩) પ્રાણીહિંસા અને પ્રાણીખોરાક નિષેધક—બે આ

માસ ખોરાક અને જીવહિંસાની વિરુદ્ધમા પ્રગટ થયેલા
આ પ્રથમ પુસ્તક છે જેમા હિંદુ મુસલમાન પારસી અને ખ્રી
શાસ્ત્રોના પ્રમાણો તેમજ પ્રખ્યાત ડૉક્ટરો, કવીઓ અને વિદ્વાનો
ટાકી દરેક ધર્મના સિદ્ધાન્તથી માસ ખોરાક અને જીવહિંસા નિ
પૂરવાર કરેલુ છે મૂલ્ય ૦-૭-૦

(૪) રામ-રાસ (જૈન રામાયણ)—સન ૧૯૧૧

આ ગસનુ પુસ્તક મુનીશ્રી કેશરાજજી એ સવત ૧૬૮૩
જે ઘણુ અશુદ્ધ હોવાથી શુદ્ધ કરીને ટીકા સહિત બહાર પાડેલુ
કવાડી કેળવણીખાતાએ લાયબ્રેરી માટે મજૂર કર્યું છે મૂલ્ય ૧

(૫) સુબોધ કથા માળા—સન ૧૯૧૨ પ્રત ૧૫૦૦

આ પુસ્તકમા શરીર અને આત્માનો સબધ, દ્રઢતા અને વિષય વાસના, ધર્મ માર્ગે વાપરતા ધન ખૂટતુ નથી, સત્ય બોલતા સાચવવાનો વિવેક, નિસ્વાર્થી પ્રેમ અને કરણીનુ ફળ આદિ ૧૪ જુદા જુદા વિષયો પર વાર્તાઓ આપેલી છે મૂલ્ય ૦-૮-૦

ઉપર જણાવેલા પુસ્તકો ઉપરાત (૧) શ્રાવકની આલોયણા (૨) બારવ્રત (૩) અતગડ દશાગ સૂત્રનો સાર (૪) વિપાક સૂત્રનો સાર (૫) નીરીયાવલીકા સૂત્રનો સાર (૬) જ્ઞાતા સૂત્રનો સાર (૭) ઉપાશકદશાગ સૂત્રનો સાર વગેરે માત્ર જૈનોને ઉપયોગી પુસ્તકો બહાર પાડેલા છે

મરહુમે સ્થાનકવાશી જૈન કોમમા કોઇપણ પત્ર હયાતીમા ન હતુ ત્યારે સન ૧૯ ૮ મા 'જૈન હિતેચ્છુ' માસિક પત્ર શરૂ કર્યું હતુ

## અપ્રગટ પુસ્તક

**જૈન કોશ**—મરહુમના છેલ્લામા છેલ્લા આ પુસ્તકમા જૈન ગ્રથોમા વપરાતા સસ્કૃત અને પારિભાષિક ૨૦૦૦ શબ્દોનો સગ્રહ કરી તેના સવિસ્તર અર્થ આપવામા આવ્યા છે કેટલીક જગાએ વિશેષ સમજૂત માટે ચિત્રો પણ આપવામા આવ્યા છે આ પુસ્તક ૧૦ વર્ષ જેટલા લાબા ટાઇમનો ભોગ આપીને તૈયાર કરેલુ હોવા છતા હજી સુધી અપ્રગટ છે

મો મ શાહકૃત કોઈપણ પુસ્તકો મળી શક્તા નથી પરતુ નિસ્વાર્થ, ઉચા ધોરણ તરિકે, વિના મૂલ્ય પ્રચારના આશયથી ઉપર જણાવેલા પુસ્તકો પૈકી કોઈપણ પુસ્તક છપાવવા ઇચ્છનારને તેવી સગવડ કરી આપવામા આવશે.

વા મો શા પબ્લિશીંગ હાઉસ
સારગપુર, ખુખારાની પોળ—અમદાવાદ

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯ | ૧૦ | Haman | Human |
| ૧૯ | ૧૪ | Oppotunity | Opportunity |
| ૨૩ | ૨૪ | ભર ૧હુાય તા | હોય |
| ૪૮ | ૨૦ | બે વર્ષ પાર્વાત્ય અને | પૌર્વાત્ય |
| ૫૫ | ૧ | સ્નમાનથી ઓતપોત | ઓતપ્રોત |
| ૫૫ | ૨૯ | ઓતપ્રોત મનેનાને મનુષ્યતે | બનેના તે મનુષ્યને |
| ૫૭ | ૨૭ | Condeseension | Condescension |
| ૬૫ | ૧૫ | તો ગાટે શિષ્યે પણ | શા માટે |
| ૬૭ | ૨૧ | હાથ ગુનાળકળી જેવા | ગુલાબકળી |
| ૭૦ | ૨૨ | illustr ttiou | illustration |
| ૭૦ | ૨૭ | Auther | Author |
| ૭૫ | ૮ | કાગ દૂર આવેલા | કોશ |
| ૭૯ | ૪ | પ્રથકપણું | પૃથકપણું |
| ૯૪ | ૨૬ | સ્નભાત | સ્વભાવત |

ધી સૂર્યપ્રકાશ' પ્રિન્ટિંગ પ્રેસમા પટેલ મૂળચંદભાઈ ત્રીકમલાલે છાપી.
ઠે પાનકોરનાકા — અમદાવાદ